સાહસ કથાવલિ : પુસ્તક ચોથું

# દીવાનજી

●

સંપાદક

નાગરદાસ ઇ. પટેલ




સવા રૂપિયો

બાલવિનોદ કાર્યાલય

૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ · મુંબઈ ૨

# પરિચય



સાહસ, શૌર્ય, ભેદ, બુદ્ધિચાતુર્ય અને ગુન્હાશોધનનાં અવનવાં પરાક્રમોને લગતી મગજશક્તિના વિકાસને તાલીમ આપે એવી વાર્તાઓ વાંચવાની કુમારજીવનમાં તાલાવેલી જાગે છે અને તે વૃત્તિ જીવનમાં દીર્ઘકાલ-પર્યંત કાયમ રહે છે. એ પ્રસંગે જો પ્રેરણાદાયી વાચન મળે તો મગજશક્તિનો સુંદર વિકાસ થાય છે. દરેક વસ્તુ કે વિગત ઝીણવટથી જોવા સમજવાની અને તેનું હાર્દ પામવાની અદ્ભુત શક્તિ એનાથી સાંપડે છે અને જીવન સાફલ્યનો માર્ગ સરળ બને છે.

માનવ જીવનનો આ રીતે અનેકવિધ વિકાસ કરી શકે એવી પ્રેરણાદાયી રસિક વાર્તાઓ આપવાની યોજના 'સાહસ ગ્રંથાવલિ' માં કરવામાં આવી છે. એમાં

અંગ્રેજી સાહિત્યના આ વિષયના સાહિત્યસમ્રાટોની વાર્તાઓ ઉપરથી તૈયાર કરેલી તેમજ મૌલિક કથાઓ આપવામાં આવશે.

બાલસાહિત્યની અમારી વિવિધ ગ્રંથમાળાઓનો ગુજરાતે સુંદર સત્કાર કરી અમને પ્રોત્સાહન આપ્યું છે તેવીજ રીતે આ ગ્રંથાવલિને પણ તે અપનાવશે એવી આશા છે.

**નાગરદાસ પટેલ**



અનુક્રમ





# દીવાનજી



## દીવાનજી

નેધરલેન્ડ સુમાત્રા કંપનીના કેસ પાછળ હદબહારનું કામ કર્યા પછી જયન્તની તબિયત લથડી ગઇ હતી અને જ્યારે એનું નામ આખા હિન્દ અને બ્રિટીશ મહારાજ્યમાં જાણીતું થઇ ગયું હતું અને એ જાણીતા કેસમાં નામ કાઢવા ખાતર તેના ઉપર તારો અને મુબારકબાદીના પત્રોનો વરસાદ વરસતો હતો ત્યારે તે દહાણુંમાં શેઠ મનજીભાઇને ત્યાં તાવે ફફડતો પડ્યો હતો.

મ્હારા સ્નેહી તરફથી એની માંદગીના સમાચાર મળવાથી હું તરત જ દહાણું ઉપડી ગયો અને બીજે દિવસે જ અમે મુંબાઇ આવી ગયા. મ્હારા સ્નેહી સર જગન્નાથનો લોનાવલામાં બંગલો હતો અને તેઓ ઘણા વખતથી મ્હને લોનાવલા બોલાવતા હોવાથી મ્હારો ત્યાં જવાનો વિચાર મ્હેં જયન્તને જણાવ્યો.

જયન્તની તબિયત પણ ઠીક ન હતી એટલે લોનાવલાનાં હવાપાણીથી એને પણ ફાયદો થશે એમ સમજાવીને જયન્તને

મ્હારી સાથે લોનાવલા આવવા મ્હેં આગ્રહ કર્યો. સર જગન્નાથની મ્હેં તેમની માંદગીમાં ઘણી સારી સારવાર કરી હોવાથી તેઓ મ્હને ઘણું માન આપતા હતા અને મ્હારા પ્રત્યે તેમને ઘણી મમતા હતી. જયન્ત જંગલીને ત્યાં મ્હેમાન તરિકે જવાનું ઓછું પસંદ કરતો નહિ અને સર જગન્નાથ હજી અવિવાહિત હતા એટલે એવો વાંધો કાઢવા જેવું યે એને કારણ ન હતું. ત્રણેક દિવસ પછી અમે લોનાવલા પહોંચી ગયા અને સર જગન્નાથનો બંગલો જયન્તને પણ ઠીક પસંદ પડી ગયો.

સર જગન્નાથ અમારા જેટલીજ ઉમરના હતા એટલે એમની સાથે જયન્તને ઠીક ગોઠી જાય એમાં નવાઇ ન હતી.

અમે બધા તે દિવસે સાંજે જમ્યા પછી અમે સર સાહેબની સાથે આડાં તેડાં ગપ્પાં હાંકતા હતા. સર સાહેબ હથીઆરના ઘણા શોખીન હતા અને તરવારની પટાબાજી તથા પિસ્તોલની નિશાનબાજીમાં નિષ્ણાત હતા. એમણે અમને એમની પિસ્તોલ અને બીજાં હથિઆરો બતાવ્યાં.

'આપણે રાતના વખતે' વાત દરમિઆન સર સાહેબે કહ્યું 'આ પિસ્તોલ સાથે રાખીશું. વખતે જરૂર પડે તો કામ આવે.'

'એમ ?' મ્હેં નવાઇ પામીને કહ્યું.

'હા. હમણાં બાગરવાડીમાં એવું જ થયું હતું. કીર્તિકરનું કુટુમ્બ અહિંયાં જાણીતું છે. આ સોમવારે જ એમને ત્યાં ચોરી થઇ. અરે ચોરી શાની! ના, ના ચોરી તો ખરીજ. નુકશાન ઓછું નથી થયુ પણ હજી કાંઇ પત્તો નથી.'

'પત્તો નથી?' સર સાહેબ સામે જોઇને જયન્તે પૂછ્યું.

'નાજી. અલબત્ત એ તો સાધારણ ચોરી કહેવાય! કોઇ ઇડુ પીંડુનું કામ લાગે છે! જયન્ત! તમારા જેવા મોટા માણસને લાયકનો એ કેસ નથી.'

જયન્તને એથી આનન્દ થયો તેની ના નહિ પણ તે તેણે

જણાવા ન દીધો.

'એમાં કાંઈ જાણવા જેવી વિગત કે મુદ્દો નથી ?'

'મ્હારા મતે નહિ. ચોરોએ પુસ્તકો આડાં અવળાં ઉથામી નાખ્યાં હતાં અને તેમની મ્હેનત જોગું'યે મળ્યું હશે કે નહિ તે શંકાસ્પદ છે. આખી લાયબ્રેરી એ લોકો ફેંદી વળ્યા હતા અને ગુમ થયેલી વસ્તુઓમાં રામાયણનું એક પુસ્તક, ત્રણેક મીણબત્તીઓ, એક 'પેપર વેઈટ' (કાગળ પર મુકવાનું વજન) અને બે કાચના ગોળા અને એવી નજીવી ચીજો હતી.'

'શી સરસ ચીજો પસંદ કરી છે !' મ્હેં કહ્યું.

'એમ કહોને કે જે હાથ ચઢ્યું તે ઉઠાવી ગયા.'

'અહીંની પોલિસે એ ઉપરથી કોઈ પણ નિર્ણય પર આવવું જોઈએ' જયન્તે જણાવ્યું 'અને ગુન્હેગારોનો–'

મ્હેં આંગળી ઉંચી કરી એને એમાં રસ લેતાં વાર્યો.

'જયન્ત, આપણે અહિંયાં એશઆરામ માટે આવ્યા છીએ અને આવા કેસ કરતાં તારી તબિયતની વધારે દરકાર રાખવાની છે. એમાં ભલેને હજાર નવાં પ્રલોભન હોય પણ આપણે એમાં હાથ નથી નાખવો.'

એણે ખભા ચઢાવ્યા, અને અમારી વાતે બીજું વળુ લીધું.

પણ થવા કાળ આગળ કોણ ડાહ્યું છે. ડોકટર તરિકેની મ્હારી સઘળીએ સૂચનાઓ અને મિત્ર તરિકેના આગ્રહને ન ગણકારીને પ્રભુએજ જ્યાં જયન્તને બીજું કામ હાથ ધરવાની પ્રેરણા અને વ્યવસ્થા કરી હોય ત્યાં મ્હારૂં શું ચાલે ?

બીજે દિવસે સવારના અમે ચહા પીતા હતા ત્યારે સર સાહેબનો માળી દોડતો દોડતો આવ્યો અને બોલ્યોઃ

'તુમી આઈકલા શેટ, દિવાનજીચ્યા કડે.'

'ચોરી થઈ ?' ચહાનો પ્યાલો ટેબલ પર મૂકીને સર સાહેબે પૂછ્યું.

'ખૂન'

'બાપરે!' સર સાહેબ બોલી પડ્યા. 'કોનું? સરદારજીનું કે ચન્દ્રકાન્તનું?

'નાહિ શેટ, તી દોઘાંચા નાહિ, ત્યાંચા કાચમીન ભાણ્યા પાટીલચા.'

'કોણે કર્યું?'

'ચોરની', તી ત્યાલા મારૂન પળાલા. બારીચા કુલુપ તોડુન ચોર આંત આલા. ભાણ્યા પાટીલની ત્યાલા બગીતલ્યા આણી પાટીલની બચાવા મદીં જીવ ગુમવલા.'

'કેટલા વાગે?'

'કાલ રાત્રિ બારા વાજતા.'

'ચાલો આપણે જઈશું?' સર સાહેબે અમ્હારા તરફ ફરીને પૂછ્યું. "આ તો ઘણું ખોટું થયું. સરદાર મણિધર દીવાનજી અહિંના જાણીતા માણસ છે અને તેમનું કુટુમ્બ પણ ઘણું આગળ પડતું છે. એક અઠવાડિયામાંજ બે ચોરીઓ! નવાઈ જેવું! વખતે બેઉ જગ્યાએ એના એજ બદમાશોએ ધાડ પાડી હશે.'

'અને પેલી ફક્કડ ફક્કડ ચીજો લઈ ગયા!' જયન્તે ટાણો માર્યો.

'બનવા જોગ છે.'

'હં, એની કોણ ના પાડે છે!'

'આવી જગ્યાએ ધંધો ચલાવવા બદમાશો એકજ અઠવાડિયામાં એકજ લતામાં બે વખત ધાડ પાડે એ નવાઈ જેવું તો ખરૂંજ.'

'આ બાજુના જ કોઈ શીખાઉ હશે બીજું શું!'

'ત્યારે તો સરદારજી અને કીર્તિકરનાં મકાન ચોરી કરવા જેવાં ખરાં. તેઓ પૈસાપાત્ર હશે.'

'વધારેમાં વધારે પૈસાદાર.'

'હોવાજ જોઈએ.'

'પણ થોડા વખતપર બેઉજણ વચ્ચે એક મુકદમો ઉભો થયો છે. પેશ્વાઇના વખતનાં બેઉ જૂનાં અને માલદાર કુટુમ્બ છે. કહે છે કે ખરી રીતે કીર્તિકર કુટુમ્બનો સરદારજીની અરધી જમીન જાગીર પર હક છે અને તે મેળવવા ખાતરજ આ મુકદમો મંડાયો છે. બેઉ યે પક્ષોએ ધુમ પૈસો વકિલ બારિસ્ટરો પાછળ ખરચ્યો છે અને ખરચ્ચે જાય છે.'

'એમ! ત્યારે તો આ કોઇ શીખાઉનું કામ હોય એવી એ આપની માન્યતા હોય તો નટવર, આપણે એમાં હાથ ઘાલવાની જરૂર નથી.'

અમે ચહા પી રહ્યા અને પાન ખાતા હતા એવામાં દરવાને આવીને જણાવ્યું કે ઇન્સ્પેક્ટર રેલે સર સાહેબને મળવા માગે છે. સર સાહેબે તેને અંદર મોકલવાનું કહ્યું. ઇન્સ્પેક્ટર રેલે દેખાવડો અને બાંધી દડીનો જુવાન હતો, તે અંદર આવ્યો અને સર સાહેબ સાથે હસ્તધુનન કરીને પૂછ્યુંઃ 'આપને ત્યાં મુંબાઇવાળા મી૦ જયન્ત મ્હેમાન છે ખરું ને?'

સર સાહેબે મ્હારા મિત્ર તરફ નજર કરી અને ઇન્સ્પેક્ટર રેલેએ જયન્તને સલામ કરી.

'કૃપા કરી આપ મ્હારી મદદે આવશો?' તેણે ઘણીજ નમ્રતાથી પૂછ્યું.

'નટવર, કુદરત તારી વિરૂદ્ધ કામ કરતી લાગે છે!' જયન્તે હસતાં હસતાં કહ્યું 'મી૦ રેલે! અમે હમણાં એ વિષેજ વાતો કરતા હતા, હું ધારું છું કે તમે કેસની વધારે વિગતો જણાવી શકશો.' એમ કહીને તે આરામ ખુરશીપર લાંબા પગ કરીને પડ્યો અને મ્હારી ખાત્રી થઇ ચૂકી કે મ્હારૂં ના કહેવું નકામું હતું.

'કીર્તિકરવાળા કેસમાં કાંઇજ પત્તો લાગે એવું ન હતું પણ આમાં તો આપણી પાસે પુષ્કળ સાધનો છે અને મ્હને

આશા છે કે આપણે પત્તો મેળવી શકીશું. બેઉ કામમાં એકના
એકજ માણસનો હાથ છે. આ વખતે તો તે દેખાયો હતો.'

'એમ !'

'હાજી પણ તે હરણની પેઠે ભાગી ગયો. ભાણા પટેલને ગોળી મારીને એ નાઠો ને એને સરદાર દીવાનજીએ એમના શયનખંડની બારીએથી તથા તેમના પુત્ર ચન્દ્રકાન્તે પાછળની બાજુએથી નાસતાં જોયો. રાતે પોણાબાર વાગે આ ધમાલ થઇ. સરદારજી થોડી વાર પહેલાંજ સુઇ ગયા હતા અને મી૦ ચન્દ્ર-કાન્ત એમના ખંડમાં બેઠા બેઠા સિગારેટ પીતા હતા. તે બેઉ જણે ભાણા પટેલને મદદ માટે બૂમ મારતાં સાંભળ્યો અને ચન્દ્રકાન્ત શું થયું તે જોવા એકદમ દોડી ગયા. પાછળનું બારણું ઉઘાડું હતુ, તેઓ નીચે આવ્યા તેવીજ તેમની નજર બે જણ બાથંબાથા કરતા હતા તેમના પર પડી. એમાંનો એક જણ બીજાને ઉથલાવી ઉઠ્યો અને બીજાના તરફ પિસ્તોલ ફોડી બાગમાં થઇ વાડ કૂદાવી ભાગી ગયો. સરદારજીએ પોતાની બારીમાંથી પેલાને નાસી જતાં જોયો અને તે થોડીવાર પછી ઝાડીમાં અદૃશ્ય થઇ ગયો. ચન્દ્રકાન્ત પેલા ઘાયલ થનારને મદદ કરવા રહ્યો તેનો લાભ લઇને પેલો નાસી છૂટ્યો. એ મધ્યમ કદનો માણસ હતો ને હાફકોટ ને તંગિયો પહેર્યાં હતાં. એ વાત બેઉ બાપ દીકરો કહે છે. એને શોધવા માટે અમ્હારા પ્રયત્નો ચાલુ છે અને બનતા સુધી તો અમે એને પકડી પાડીશું.'

'ભાણો પટેલ રાતના એટલો મોડો ત્યાં શું કરતો હતો ? મરતા પહેલાં એણે કંઇ કહ્યું નહિ ?'

'એક અક્ષરેય નહિ. એ ઘણો વિશ્વાસુ માણસ હતો અને બાગની એક બાજુએ ઝુંપડામાં તેની મા સાથે રહેતો હતો. કદાચ તે રાતના વખતે બધુ બરાબર તો છે ને એમ વિચાર કરીને તપાસવા આવ્યો હશે કારણ કે કીર્તિકરવાળા બનાવ

પછી બધા બરાબર ધ્યાન રાખતા થઇ ગયા છે. ચોરે બારણું ઉઘાડ્યું હશે કારણ કે તાળુ તોડ્યું લાગે છે એટલામાં ભાણો આવી લાગ્યો હશે.'

'ભાણા પટેલે બહાર નીકળતા પહેલાં એની માને કાંઇ કહ્યું હતું?'

'એ ઘણી વૃદ્ધ અને કાને બહેરી છે એટલે એની પાસેથી કાંઇજ ખબર મળી શકે એમ નથી. વળી આ વાત સાંભળીને એનું ભેજું ગેપ થઇ ગયુ છે. પણ એક ચીજ ઘણી ઉપયોગી છે. જુઓ તો.'

એમ કહીને એણે એની નોટબુકમાંથી કાગળની એક કાપલી કાઢીને જયન્તને આપી.

'મરનાર માણસની પહેલી આંગળી અને અંગુઠાની વચ્ચેથી આ કાપલી મળી આવી છે. મોટા કાગળમાંથી ફાટી ગયેલો એ ટુકડો છે. એનાપર જે વખત લખ્યો છે તે વખતે ગરીબ બિચારો ભાણા પટેલ મરણ પામ્યો છે. ખૂનીએ એની પાસેથી એ કાગળ ઝુંટવી લીધો હશે છતાં એમાંની આ કાપલી રહી ગઇ લાગે છે. ગમે તેમ હોય પણ એના પર લખેલે વખતે જ એ માર્યો ગયો છે! કોઇએ એને તે વખતે બોલાવ્યો હશે.'

જયન્તે તે કાપલી ધ્યાનથી જોઇ. એની નકલ આ સાથે



આપી છે 'હવે એને કોઇએ એ વખતે બોલાવ્યો હોય એમ માનીએ' ઇન્સ્પેક્ટરે ચલાવ્યે રાખ્યું. 'તો પછી એમ માનવું પડે કે ભાણો પટેલ ઘણો પ્રમાણિક અને નિમકહલાલ હોવાની માન્યતા હતી તો પણ એ કોઇ બદમાશની સાથે સામેલ હોવો જોઇએ અને તે ચોરને એ વખતે મળ્યો હોવો જોઇએ તથા તાળું તોડવામાં મદદ કરી હોવી જોઇએ. તે પછી કોઇ કારણે બેઉ જણ

વચ્ચે તકરાર થઇ હોવી જોઇએ.'

'આ કાપલી ઘણી નવાઇ જેવી છે,' જયન્તે એને ઘણી બારીકીથી જોઇને કહ્યું. 'બહારથી દેખાય છે તેના કરતાં આ કેસમાં ઘણું વધારે વજુદ છે.' એમ કહીને તેણે વધારે વિચાર કરવા માંડ્યો અને એને એમાં રસ લેતો જોઇ ઇન્સ્પેક્ટર રેલેને આનંદ થયો.

'તમારી છેલ્લી કલ્પના' જયન્તે થોડી વાર પછી કહ્યું 'ભાણા પટેલની અને ખૂનીની વચ્ચે સંતલસ હોવા વિષેની-ઘણી બુદ્ધ ભરેલી છે, છતાં આ કાગળથી ભાણા પટેલને બોલવામાં આવેલો એ તદ્દન ખરી વાત છે. આ કાપલીનું લખાણ-' એમ કહીને તે પાછો વિચારમાં પડી ગયો. જરાવાર પછી જ્યારે એણે એનું મોઢું ઉંચું કર્યું ત્યારે એના ચ્હેરા પરનો ચળકાટ જોઇને મ્હને નવાઇ લાગી. એના શરીરમાં અજબ જોમ આવ્યું હતું. એની આંખોનું તેજ અને મ્હોંની કાન્તિ જોઇ ભાગ્યેજ કોઇ ધારી શકે કે એ મંદવાડમાંથી હમણાંજ ઊઠ્યો હશે. એ એકદમ ઉભો થયો.

'હું પછી કહીશ,' તેણે કહ્યું. 'મ્હારે આ બધી વિગતો અને જગ્યા જાતે જોવી જોઇએ. એમાં કેટલીક કડીઓ એવી છે કે મ્હારે એ જોયા સિવાય છૂટકો નથી. સર સાહેબ, નટવરને અને આપને મૂકીને હું અને મી. રેલે જરા જઇ આવીએ. અર્ધા એક કલાકમાં તો પાછા આવી જઇશું.'

ખાસ્સો દોઢ કલાક થયો પણ જયન્ત પાછો આવ્યો નહિ. ઇન્સ્પેક્ટર રેલેની તે પછી પધરામણી થઇ.

'મી. જયન્ત એ બાજુ ખેતરોમાં આડી અવળી તપાસ ચલાવે છે' તેણે કહ્યું 'આપને તથા તેમના મિત્ર ડૉ. નટવરલાલને તેમણે બોલાવ્યા છે.'

'સરદાર દીવાનજી ને ત્યાં?' સર સાહેબે પૂછ્યું.

'હાજી.'

'કેમ ?'

ઇન્સ્પેકટરે ખભા ચડાવ્યા. 'તે તો મ્હને ખબર નથી સાહેબ. હું તો ધારૂં છું કે હજી મી૦ જયન્તની માંદગી સંપૂર્ણ મટી નથી ગઇ. એ બહુ વિચિત્ર રીતે વર્તે છે અને ખૂબ ઉશ્કેરાઇ ગયા છે.'

'એમાં બ્હીવા જેવું કાંઇજ નથી' મ્હેં કહ્યું 'એના ઉશ્કેરાટ અને ગાંડપણમાં પણ કામ કરવાની રીત હોય છે.'

'કે પછી કોઇ કહેશે કે કામ કરવાની રીતમાં ગાંડપણ હોય છે!' ઇન્સ્પેકટરે કહ્યું, 'પણ ચાલો સાહેબ, આપણે જલદી જઇએ તો ઠીક.'

અમે તરતજ નીકળ્યા. જયન્ત ખેતરોમાં આમતેમ ભટકતો હતો. અમને જોઇ તે પાસે આવ્યો.

'નટવર, કેસ મઝાનો છે.' તેણે કહ્યું. 'આપણી અહીંની મુસાફરી પણ નકામી નથી નીવડી. મ્હને તો આજે ખૂબ આનંદ આવ્યો.'

'તમે ખૂનની જગ્યા જોઇ આવ્યા ખરૂંને?' સર સાહેબે પૂછ્યું.

'હાજી. મ્હેં અને મી. રેલેએ એ તપાસી લીધી.'

'કોઇ પત્તો લાગે છે?'

'થોડો ઘણો. કેટલીક ઉપયોગી વિગતો હાથ લાગી છે. ચાલતાં ચાલતાં બધી વાત કરૂં છું. પહેલાં તો અમે ભાણા પટેલનું શબ જોયું. એ ખરેખર રિવોલ્વરની ગોળીથીજ મરી ગયો છે.'

'એમાં આપને શંકા હતી?'

'ના. ના પણ બધું બરાબર જોઇ લીધું હોય તો સારુ. એને જોવાની મહેનત ફોગટ ન ગઇ. પછી અમે સરદાર દીવા-

નજી તથા તેમના દીકરાને મળ્યા. તેમણે જે જગ્યાએથી ખૂની નાસી ગયો તે જગ્યા બતાવી અને કઇ જગ્યાએથી વાડ કૂદાવી તે પણ જણાવ્યું. એ વિગત ઘણી ઉપયોગી હતી.'

'હોયજ.'

'પછી અમે એની માને જોઇ આવ્યા. એ ઘણી ઘરડી અને લગભગ ગાંડા જેવી હોવાથી એની પાસેથી કાંઇ મળ્યું નહિ.'

'તમારી તપાસનું પરિણામ—'

'એટલુંજ કે ગુન્હો સાધારણ પ્રતિને નથી. આપણી મુલાકાત કોઇ અજવાળુ પાડ્યા સિવાય નહિ રહે. મી૦ રેલે, એક બાબતમાં હું આપની સાથે મળતો થાઉં છું. મરનારના હાથમાંથી મળેલી કાપલી જે ખૂન થવાનો ચોક્કસ વખત બતાવે છે, તે આ કામમાં ઘણી ઉપયોગી ચીજ છે.'

'એના પરથી કાંઇ પત્તો લાગશે? મી૦ જયન્ત!'

'જરૂર. એ ચીઠ્ઠી લખનારે ભાણા પટેલને મીઠી નીંદરમાંથી એ વખતે ત્યાં બોલાવેલો. પણ એનો બાકીનો ભાગ ક્યાં છે?'

'મ્હેં તો બધે બારીકાઇથી તપાસ્યું પણ એ કાગળિયાનો પત્તો નથી' ઇન્સ્પેક્ટરે કહ્યું.

'મરનારના હાથમાંથી તે કોઇએ ફાડી લીધો—નહિ—ઝુંટાવી લીધો લાગે છે. ઝુંટાવી લેનાર એટલો આતુર કેમ હશે? એ કાગળજ એને ગુન્હેગાર ઠરાવવાને પુરતો હોવાથી એની ખાત્રી હોવી જોઇએ. અને એ શું કરશે? ઘણું ખરૂં ડુચો વાળીને ખીસ્સામાં મૂકી દેશે ને દરકાર પણ નહિ કરે કે એનો ખૂણો ફાટી ગયો છે અને મરનારના હાથમાં એ કાપલી રહી ગઇ છે! જો આપણે બાકીનો ભાગ મેળવી શકીએ તો આ બધો ભેદ તરતજ ઉકલી જાય અને ખૂની પકડી શકાય.'

'પણ આપણે ખૂનીને પકડ્યા સિવાય તેનાં ખીસ્સાં શી રીતે તપાસી શકીએ?'

'ઠીક ઠીક એ પણ વિચાર કરવા જેવી વાત છે ખરી! એ સિવાય બીજી એક વાત છેઃ એ ચીઠ્ઠી ભાણા પટેલને મળી એ વાત ખરી, પણ એ જેણે લખી હશે તે તો નહિ જ લઇ ગયો હોય. જો એ લઇ જાય તો ચીઠ્ઠી શા માટે લખે? મોઢેથીજ વાત ના કરે? તો પછી એ ચીઠ્ઠી કોણ લાવ્યું? એ ટપાલમાં તો નથી આવી?'

'મ્હેં એ વિષે તપાસ કરી છે' ઇન્સ્પેકટરે કહ્યું 'ભાણા પટેલને કાલે બપોરના એક કાગળ પોસ્ટમારફતે મળ્યો હતો. એણે એનું પરબીડીયુ ફાડીને કાંઇ આડુ અવળુ નાખી દીધું હશે.'

'શાબાશ,' જયન્તે મી. રેલેનો ખભો થાબડતાં કહ્યું 'સરસ ખબર આપી. તમે ટપાલીને મળ્યા લાગો છો. તમારી સાથે કામ કરવામાં મ્હને મઝા પડે છે. સરદારજીનો બંગલો આ રહ્યો. આપ આવતા હો સર સાહેબ! તો આપને ખૂન-વાળી જગ્યા બતાવું.'

અમે ભાણા પટેલનું ઝુંપડુ વટાવી આગળ વધ્યા. જૂના બગીચામાં થઇ આગળ આવ્યા. બંગલાની આજુબાજુ પોલિસનો પહેરો હતો.

પાછળનાં બારણાં ઉઘડાવીને જયન્તે કહ્યું 'પણે મી. ચન્દ્રકાન્ત ઉભા હતા અને ત્યાંથી તેમણે અહીં બેજણને બાથં-બાથા કરતાં જોયા. સરદારજી પેલી બારી આગળ ઉભા હતા—ડાબા હાથ પરની બીજી—અને ત્યાંથી તેમણે ખૂનીને બાગમાં થઇ વાડ કૂદી ઝાડીમાં અદૃશ્ય થઇ જતાં જોયો હતો. એજ પ્રમાણે મી. ચન્દ્રકાન્તે પણ. એઉ જણની એ બાબત પૂરેપૂરી ખાત્રી છે. પછી મી. ચન્દ્રકાન્ત દોડ્યા અને ભાણા પટેલ પાસે ઘુંટણીએ પડી તેને ઉઠાડ્યો. એ જગ્યા બહુ કઠણ છે અને આપણી ખાત્રી માટે કાંઇજ નિશાની કે પગલાં નથી પડ્યાં.'

આમ અમે વાતો કરતા હતા, એવામાં બાજુએથી બે

જણ, એક વૃદ્ધ અને એક જુવાન—આવી પહોંચ્યા.

'હજીએ મંડ્યા રહ્યા છો?' એમાંથી વૃદ્ધ ગૃહસ્થે પૂછ્યું. "તમે સુંબાઇગરા જબરા લાગો છો. જેની પાછળ પડ્યા તેનો અંત લાવ્યા સિવાય રહોજ નહિ!'

'આપે હજી મ્હને પૂરતો વખત આપવો જોઇએ.' જયન્તે હસતાં હસતાં કહ્યું.

'એમ!' ચન્દ્રકાન્તે હસીને કહ્યું 'અમને તો કાંઇ પત્તો લાગે એવું જણાતું નથી.'

'પત્તો લાગે એવી એક વિગત છે.' ઇન્સ્પેકટર રેલેએ વચ્ચે કહ્યું, 'જો અમે ફક્ત એકજ ચીજ શોધી શકીએ—ફકત—મી. જયન્ત, શું થાય છે તમને?'

મ્હારા મિત્રનો ચહેરો એકદમ વિચિત્ર થઇ ગયો. એના પેટમાં સખત દુ:ખતુ હોય એમ એ એકદમ ફસકાઇ પડ્યો અને એના ડોળા ઉંચા ચઢી ગયા તથા મૂર્છા આવી ગઇ. આ અચાનક નબળાઇથી અમે બધા ગભરાઇ ગયા, અને એને બંગલામાં ઉપાડી ગયા. આરામ ખુરસી પર એને સુવાડ્યા પછી કેટલીકવાર સુધી તેણે લાંબા શ્વાસ લીધા કર્યા અને છેવટે તે ઉઠ્યો અને પોતાની આ નબળાઇ માટે માફી માગતાં બોલ્યો :

'નટવર મ્હારી આ નબળાઇ વિષે આપને વધુ કહી શકશે. હમણાં જ હું સખત મંદવાડમાંથી ઉઠ્યો છું અને કોઇ કોઇ વખત હજી આવી નબળાઇની 'ફીટ' આવી જાય છે.'

'આપને મ્હારી ગાડીમાં સરસાહેબને ત્યાં પહોંચાડું?' સરદારજીએ પૂછ્યું.

'નાજી. જ્યારે હું અહીં આવ્યો જ છું ત્યારે એકાદ બે બાબતો વિષે ખાત્રી લાયક તપાસ કરતો જાઉં.'

'શી બાબતો?'

'મ્હને એમ લાગે છે કે બાણો પટેલ ખૂનીના આવતા

પહેલાં નહિ પણ પછીથી આવી લાગેલો. આપની ખાત્રી છે કે ચોરે તાળું તોડ્યું પણ અંદર દાખલ નહોતો થયો ?'

'મ્હારી એવી માન્યતા છે ખરી.' સરદારજીએ કહ્યું. 'ચન્દ્રકાન્ત તો સૂઇ પણ ગયો ન હતો એટલે જો કોઇ આમ તેમ ફરતું હોત તો એના જાણવામાં આવ્યા સિવાય ન રહેત.'

'એ ક્યાં બેઠા હતા ?'

'હું મ્હારા ખંડમાં તે વખતે સિગારેટ પીતો હતો.' ચન્દ્રકાન્તે જવાબ આપ્યો.

'કઇ બારી પાસે ?'

'ડાબા હાથની છેલ્લી, મ્હારા પિતાજીની નજીકની.'

'આપનાં બેઉ લૅમ્પ બળતાં હતાં, ખરૂં ને ?'

'જરૂર.'

'આ વિગતો જરા જાણવા જેવી અને વિચિત્ર પણ ખરી !' જયંતે હસતાં હસતાં કહ્યું 'થોડા ઘણા અનુભવવાળો ચોર દિવાના પ્રકાશમાં ઘરમાં બે જણ જાગે છે એ જોવા છતાં અંદર દાખલ થાય છે એ નવાઇ જેવું નથી ?'

'વખતે એ ઘણો પાવરધો હોય.'

'અલબત્ત, એવું કાંઇ ન હોત તો અમારે આપની પાસે આવવાની શી જરૂર હતી.' ચંદ્રકાન્તે કહ્યું. 'પણ જો આપની માન્યતા એમ હોય કે ભાણાએ એને પકડ્યો તે પહેલાં એણે ચોરી કરી તો તે ઘણી ભૂલ ભરેલી છે. એમ હોય તો ઘરમાં ઉથલપાથલ થયેલી અને કોઇ ચીજ ચોરાયેલી અમે ન જોઇ શકીએ ?'

'એ તો કઇ ચીજ ગઇ તે પર આધાર રાખે છે.' જયંતે કહ્યું. 'કીર્તિકરના બંગલાની ચોરી વિષે મ્હેં સાંભળ્યું છે ત્યાંથી કેવી વિચિત્ર ચીજો ગુમ થઇ હતી તે આપની ધ્યાન બહાર નહિ હોય.'

'ભલે. તમે કહો તે કરવા અમે તૈયાર છીએ મી. જયંત' સરદારજીએ કહ્યું. 'તમને તથા ઇન્સ્પેકટર સાહેબને જેમ ઠીક લાગે તેમ અમે કરીશું.'

'ત્યારે તો' જયંતે કહ્યું 'આપ ઇનામ બહાર પાડશો તો ઠીક થશે. આપના પોતાના તરફથી જ તે બહાર પડે એ ઠીક છે. સરકાર તરફથી પછીથી, પણ પહેલું આપના પોતાના તરફથી બસો રૂપિયાનું બસ થશે. એ મતલબનું લખાણ આપણે 'જન્મભૂમિ' અને 'વંદેમાતરમ્'માં છપાવીએ—'

'બસો નહિ પણ બે હજાર.' સરદારજીએ કહ્યું, અને જયન્તે આપેલો કાગળ તથા પેન્સીલ હાથમાં લેતાં તેઓ બોલ્યા. 'બરાબર નથી મી. જયન્ત, કાંઇ નહિ હું સુધારૂં છું.'

'મ્હેં એ જરા ઉતાવળમાં લખ્યું હતું.'

'જુઓને તમે આમ લખ્યું છે: 'કાલે રાત્રે પોણા વાગે સરદાર— વિગેરે. પોણા વાગે નહિ પણ ખરી રીતે પોણા બાર વાગે.'

મ્હને એ ભૂલ માટે ઘણું લાગ્યું. જયન્તના મંદવાડની એ અસર હતી એવી મ્હારી માન્યતા હતી. કારણ કે આવી ભૂલ જયન્ત ભાગ્યેજ કરે. તેનું કામ હંમેશાં ઘણું ચોક્કસ હતું. સરદારજીએ એ ભૂલ સુધારી. બાકીનું બધું બરાબર હતું એટલે એ કાગળ તેમણે જયન્તને આપ્યો.

'બને તેટલો જલદીથી એ છપાવા મોકલી દેજો.' એમણે ઉમેર્યું. 'તમારો એ વિચાર ઘણો સરસ છે.'

જયન્તે ગડી વાળીને તે કાગળ ખીસ્સામાં મૂકયો.

'હવે, આપણે ઉપર જઇને બધું બરાબર છે કે કેમ તે તપાસી જોઇએ. વખતે ખૂની કોઇ નજીવી ચીજ લઇ ગયો હોય!' પણ અંદર જતા પહેલાં જયન્તે બારણું તપાસ્યું અને તાળુ પણ જોઇ લીધું. મજબુત ચાકુથી તાળું તોડવામાં આવ્યું હોય એમ

લાગતું હતું. લાકડામાં પણ ચાકુની અણી ખૂચી ગઇ હોય એવી નિશાની હતી.

'આપ કૂતરો રાખતા નથી?'

'છે. પણ એ બીજી બાજુ સાંકળથી બાંધેલો હતો.'

'આપના માણસો ઘણું ખરૂં કયારે ઊંઘી જાય છે?'

'આશરે દસેક વાગે.'

'ભાણો પટેલ પણ એ વખતેજ ઘણું ખરૂં સુઇ જતો?'

'હાજી.'

'ત્યારે આ રાતેજ આટલો મોડે સુધી જાગતો હતો એ નવાઇ જેવું છે. હવે આપ કૃપા કરીને આપના ખંડો બતાવશો તો ઠીક થશે. સરદાર સાહેબ!'

દાદર ચડીને અમે એકાદ બે ખંડ વટાવી સરદારજી તથા તેમના પુત્રના વપરાશના ખંડોમાં આવી લાગ્યા. જયન્ત બહુ બારીકીથી અને ચોકસાઇથી જોતો હતો. મ્હારા અનુભવ પરથી હું એમ જાણી શકયો કે જયન્ત કોઇ ચીજની શોધમાં હતો.

'આ બધી તપાસની કાંઇ જરૂર નથી,' સરદારજીએ કહ્યું "પેલો મ્હારો ખંડ છે અને તેની જોડે ચન્દ્રકાન્તનો છે. ચોર અહિં આવ્યો હોય અને અમને ખબર પડે કે નહિ તે તમારી વિચાર શક્તિ પર છોડીએ છીએ પણ એટલું ખરૂં કે એમ બનવું તદ્દન અસંભવિત હતું.'

'આ સિવાય બીજી બાજુો પર ધ્યાન અપાય તો ઠીક' ચન્દ્રકાન્તે કહ્યું.

'આપને હસવું હોય તો છૂટ છે' જયન્ત બોલ્યો 'પણ બારીએ ઉભા રહી કયાં સુધી નજર નાખી શકાય છે એ મ્હારે જોવું છે. આ આપના પુત્રનો ખંડ છે ખરૂંને સરદારજી! અને અહીંઆં એ બેઠા બેઠા સીગારેટ પીતા હતા બરાબર છે ને સાહેબ!' એમ કહીને તે એ બારી આગળ ગયો અને બહાર

નજર કરી.

'આપને સંતોષ થયો ને?' સરદારજીએ હસતાં હસતાં ટાણો માર્યો.

'હાજી. મ્હારે જોવું હતું તે મ્હેં જોઇ લીધું છે.'

'અને હવે જો ખાસ જરૂર હોય તો આપણે મ્હારા ખંડમાં જઇએ'

'જો આપને વાંધો ન હોય તો—'

'નારે! વાંધો શાનો!' એમ કહીને સરદારજી હસ્યા અને અમને એમના ખંડમાં લઇ ગયા. એ અચ્છી રીતે શણગાર્યો હતો. અમે બધા બારી આગળ ગયા અને બહારનો દેખાવ જોયો. હું અને જયન્ત પાછળ રહી ગયા અને સરદારજીના પલંગ આગળ થઇને પાછા ફરતા હતા એવામાં જયન્તે જાણી જોઇને મ્હારી આગળ થઇને એક ન્હાના ટેબલને ઠોકર મારી. તેના ઉપર કાચની સુંદર રકાબીમાં નારંગી સક્કરજન વિગેરે રાખેલાં હતાં તે પડ્યાં. રકાબીના સતરસો કકડા થઇ ગયા. અને નારંગી વિગેરે આજુબાજુ ગબડી ગયાં.

'નટવર, આ શું કર્યું!' જયન્તે ઠંડે કલેજે કહ્યું 'તેં જબરો થાણ વાળ્યો!'

મ્હને નવાઇ લાગી અને નારંગી વિગેરે એકઠાં કરવા લાગ્યો. બીજા બધા પણ મ્હારી સાથે ભળ્યા.

'વાહ!' જરા રહીને મી० રેલેએ કહ્યું. 'પેલા ભાઇસાહેબ ક્યાં ઉપડ્યા?'

જયન્ત ઉપડી ગયો હતો.

'થોભો તો' ચન્દ્રકાન્તે કહ્યું. 'એનું ભેજુ ગેપ થઇ ગયું લાગે છે! બાપુજી, મ્હારી સાથે આવો તો એ શું કરે છે તે તો જોઇએ.'

બાપ દિકરો ત્યાંથી ઉતાવળે બીજા ખંડમાં દોડી ગયા.

હું સરસાહેબ અને મી. રેલે એક બીજા સામું જોઇ રહ્યા.

'ખરેખર! હું પણ મી. ચન્દ્રકાન્તના વિચારને મળતો છું' ઇન્સ્પેક્ટરે કહ્યું. 'એ કદાચ આ મંદવાડની અસર હશે પણ મને લાગે છે કે...'

'ધાજો, ધાજો, ખૂન!' ની જયન્તની બૂમ એટલામાં એકાએક સંભળાઇ. તરતજ હું દોડ્યો. પેલા બેઉ જણ મ્હારી સાથે આવ્યા. જે ઓરડો અમે પહેલાં તપાસ્યો હતો તેમાંથી એ બૂમ સંભળાઇ હતી. સરદાર દીવાનજી અને ચંદ્રકાન્ત બન્નેજણ જયન્ત પર તૂટી પડ્યા હતા. ચંદ્રકાન્તે જયન્તનું ગળું દબાવ્યું હતુ અને સરદારે એનો હાથ આમળી નાખ્યો હતો. અમે ત્રણે જણાએ મળીને એ બાપ દીકરાના પંજામાંથી જયંતને છોડાવ્યો. એ ઘણોજ ફીક્કો પડી ગયો હતો અને થાકીને લોથપોથ થઇ ગયો હતો.

'આ બન્નેને પકડો મી. રેલે!' એણે કહ્યું.

'કયા ગુન્હા માટે!'

'એમના કોચમેન ભાણા પટેલનું ખૂન કરવા માટે'

ઇન્સ્પેક્ટરે એના તરફ નવાઇ પામીને જોયું. 'મી. જયન્ત' તેણે છેવટે કહ્યું 'હું નથી ધારતો કે તમે ખરેખર...'

'હા, બાપુ હા, એમનાં મોઢાંજ જુઓને' એણે ઇન્સ્પેક્ટરને અટકાવીને કહ્યું.

એ બેઉના મોઢા પરથી ગુન્હાનો એકરાર એટલો તો સ્પષ્ટ દેખાતો હતો કે મ્હારી જીંદગીમાયે એવો એકરાર કરતો ચહેરો મ્હેં ભાગ્યે જોયો હશે. વૃદ્ધ સરદારનું મ્હોં પડી ગયું હતું છતાં જુવાન હજી હોઠ કરડતો હતો. એની આંખોમાં ખુન્નસ ભરાયું હતું. ઇન્સ્પેક્ટર કાંઇજ બોલ્યો નહિ પણ એણે જરા આગળ જઇને સીસોટી વગાડી. બે કોન્સ્ટેબલ ઉપર આવ્યા.

'સરદાર સાહેબ,' તેણે કહ્યું 'મ્હારો બીજો ઉપાય નથી

પણ હું ધારું છું કે આ અમારી ભૂલ થતી હોય તો–મૂકી દો, ફેંકી દો.' એમ કહીને તે કુદ્યો અને જુવાન સરદારના હાથ-માંથી એક ચીજ ઝુંટાવી લીધી. તે નીચે પડી અને મ્હારી અજાયબી વચ્ચે મ્હેં જોયું કે તે રિવોલ્વર હતી.

'એ તમારી પાસે રાખો મી. રેલે,' જયન્તે કહ્યું. 'જુવાની વખતે એ ઘણી ઉપયોગી થઈ પડશે. પણ જેની આપણને જરૂર હતી તે ચીજ આ રહી' એમ કહીને એણે કાગળની એક ચીઠ્ઠી અમને બતાવી.

'પેલી કાપલીનો બાકીનો ભાગ' ઇન્સ્પેક્ટરે કહ્યું.

'એમજ છે.'

'ક્યાંથી જડ્યો ?'

'જ્યાં એ હોવાની મ્હારી ખાત્રી હતી ત્યાંથીજ. હમણાં એ બધી વાત હું તમને કહીશ, નટવર ! તું અને સર સાહેબ હવે જઇ શકો છો. એક કલાકમાં હું અહીંનું કામ પતાવીને આવી પહોંચું છું. આપણે બધા સાથેજ જમીશું.'

અને એક કલાકમાં જયન્ત આવી પહોંચ્યો. બપોરના બાર વાગ્યા હતા. એની સાથે એક બીજા દક્ષિણી ગૃહસ્થ આવેલા હતા. જયન્તે એમની સાથે મ્હારૂં ઓળખાણ કરાવ્યું. એમનું નામ ભાઉરાવ કીર્તિકર હતું અને પહેલી ચોરી એમને ત્યાંજ થઈ હતી.

'હું આ સઘળું દાસ્તાન આપને કહી સંભળાવું ત્યારે મી. કીર્તિકર હાજર હોય એવી મ્હારી ઇચ્છા હતી.' જયન્તે કહ્યું 'કારણ કે એમનો પણ આ કેસમાં સ્વાર્થ હતો અને એનું પરિણામ જાણવાને એ પણ આપણા જેટલા આતુર હતા. ખરેખર ! સર સાહેબ, મ્હારા જેવા મ્હેમાન આપને હંમેશાં મળે તો આપના ત્રાસનો પાર ન રહે !'

'ઉલટું હું તો ઘણો ખુશી થાઉં.' સર સાહેબે કહ્યું.

"તમારી કામ કરવાની રીત જાણવાથી મ્હને ઘણો આનંદ થયો છે. આટલી નજીવી વિગતો પરથી તમે જે પરિણામ લાવ્યા તે જોઇને તો હું આભો જ થઇ ગયો છું!'

'મ્હારી રીત બનતા સુધી હું કદી છૂપાવતો નથી. નટવર અથવા જે કોઇ એમાં રસ લેતું હોય તે એ સારી રીતે જાણે છે. મ્હને પેલાઓએ ખૂબ હેરાન કર્યો અને જો તમારી વખત-સર મદદ ન મળી હોત તો કોણ જાણે શું પરિણામ આવત!'

'ફરીથી પાછી 'ફીટ' આવી ન હતી ને!'

જયન્ત હસ્યો. 'એ પણ વખત આવ્યે કહીશ. હવે મ્હારૂં દાસ્તાન શરૂ કરૂં છું. આપને જ્યાં જ્યાં ન સમજાય અથવા ગુંચવણ જેવું લાગે ત્યાં ત્યાં પૂછવાની છૂટ છે.

'સત્તરસોને સાત વિગતોમાંથી ઉપયોગી અને નિરૂપયોગી વિગતો શોધી કાઢવી એ સૌથી વધારે અગત્યનું કામ છે. એ શક્તિ ન હોય તો ઉંધે રસ્તે દોરવાઇને ગોથાં ખાઇ જવાય એ સ્વાભાવિક છે. હવે આ કેસમાં બધી વિગતોમાં સૌથી વધુ ઉપયોગી વાત પેલી કાપલીની હતી.

'એ વિષે કહું તે પહેલાં એક વાત જણાવી દઉં. જો ચન્દ્રકાન્તની વાત આપણે ખરી માનીએ કે ખૂની ભાણા પટેલને મારીને તરતજ નાસી ગયો હતો તો મરનારના હાથમાંથી ચીઠ્ઠી ઝુંટવી લેનાર એ ન હોવો જોઇએ. જો એ ન હોય તો પછી એ કામ ચન્દ્રકાન્તે જ કર્યું હોવું જોઇએ. કારણ કે વૃદ્ધ સરદાર આવી પહોંચ્યા તે દરમિયાન નોકર ચાકરો એકઠા થઇ ગયા હતા. આ વિગત તદ્દન સાદી છે પણ ઇન્સ્પેકટરના મગજમાં એ ન ઉતરી શકી, કારણ કે એણે બીજાં અનુમા-નોનો આધાર લઇ તપાસ શરૂ કરી હતી. માણસની મોટાઇ કે બીજી કોઇ બાબતથી આડે રસ્તે ન દોરવાતાં મ્હારી રીત વિગતો અને કલ્પનાઓ જ્યાં દોરે ત્યાં દોરાવાની અને તપાસ

ચાલુ રાખવાની છે એટલે પહેલેથી જ આ સરદારો, ખાસ કરીને ચન્દ્રકાન્ત માટે હું શંકાશીલ બન્યો હતો.

'હવે આપણે આ કાપલીની બારીક તપાસ કરીએ. એ વાત તો નિર્વિવાદ જ હતી કે એ કાપલી એક ઉપયોગી કાગળનો એક ભાગ છે. આ રહી તે. એના ઉપરથી તમે કાંઇ અનુમાન કરી શકો છો?' એમ કહી એણે પેલી કાપલી અમને બતાવી.

'એ બરાબર લખાઇ નથી.' સર સાહેબે કહ્યું.

'મ્હારા સાહેબ! એ કાપલીમાં એક નહિ પણ બે માણસના હસ્તાક્ષર દેખાય છે. બેઉ જણે અક્કેકો શબ્દ વારા ફરતી લખ્યો છે. 'પોણા' અને 'બાર' 'તો' 'તને' અને 'ને' એ અક્ષરો બારીકાઇથી જુઓ. એ છ શબ્દનું બારીક પૃથક્કરણ આપની ખાત્રી કરી આપશે કે એમાંનો 'પોણા' એ સ્થીર હાથે લખાયો છે અને 'બાર' અસ્થીર હાથે લખાયો છે.'

'ખરેખર! આ તો દીવા જેવું ચોખ્ખું છે!' સર સાહેબે કહ્યું. 'આ ચીઠ્ઠી બે જણે શા સારૂ લખી હશે?'

'કારણ કે આ કામજ એવું હતું અને તે કરનારનો એક બીજા પર સંપૂર્ણ વિશ્વાસ ન હતો. જે કાંઇ થાય તેમાં બેઉનો સરખો હાથ હોવો જોઇએ. એવી પહેલેથી ગોઠવણ હોવી જોઇએ. હવે બીજી વાત જેણે 'પોણા' અને 'વાગે' શબ્દ લખ્યા છે તે આ કાવતરામાં આગેવાન હતો.'

'એ શી રીતે?'

'એ નિર્ણય પર બે ત્રણ રીતે આવી શકાય એમ છે, હસ્તાક્ષર પરથી પણ એ જાણી શકાય એમ છે પણ એ કરતાં વધારે સ્પષ્ટ બીજાં કારણો બતાવું. જો તમે ધ્યાન દઇને જોશો તો જણાશે કે સ્થીર હાથ વાળા માણસે પોતાના શબ્દો પહેલાં લખ્યા છે અને બે શબ્દો વચ્ચે ઓછીવત્તી જગ્યા રાખી છે.

એટલે અસ્થીર હાથ વાળાને જે જગ્યા રહી હોય તેમાં જ પોતાના શબ્દો લખવા પડ્યા છે 'બાર' શબ્દ એવી રીતે લખાયો છે. હવે એ ઉપરથી બીજું ચોક્કસ અનુમાન એ કરી શકાય કે જેણે પોતાના શબ્દો પહેલા લખ્યા તેણે જ આ કાવત્રું ઘડ્યું છે અને તેજ એનો આગેવાન છે.'

'બહુજ સરસ!' બાઉરાવે કહ્યું.

'હવે મુદ્દાની વાત ઉપર આવીએ. અક્ષર પારખવા વાળા તો અક્ષર જોઈને માણુસની ઉંમર જાણી શકે છે એ આપે સાંભળ્યું હશે. સાધારણ સ્થીતિમાં માણુસ સ્થીર હાથે લખી શકે છે. હું સાધારણ સ્થીતિ કહું છું, કારણ કે જુવાન માણુસ પણ માંદો પડે તો એના અક્ષરોમાં ફેર પડી જાય છે. આ કાપલીમાં સ્થીર હાથે લખાયલા શબ્દો લખનાર કોઈ જુવાન માણુસ હોવો જોઈએ એ અનુમાન પર આપણે આવી શકીએ છીએ.'

'શાબાશ!' બાઉરાવે ફરીથી કહ્યું.

'એક મુદ્દો હજી બાકી રહે છે. બેઉ અક્ષરોમાં કાંઈક સામ્ય છે અને એક કુટુંબના માણુસોના અક્ષરોમાં સાધારણ રીતે થોડું ઘણું પણ સામ્ય હોય છે એમાંના 'ત' અને 'ન'નાં વળણ જોશો તો એ ઉપરથી આ વાતની ખાત્રી થશે. આ ઉપરથી એ અનુમાન કરી શકાય કે સ્થીર હાથે લખનાર છોકરો છે અને અસ્થીર હાથે લખનાર બાપ છે આ સિવાય તેવીસ બીજાં અનુમાનો એ ઉપરથી નીકળી શકે છે પણ તે ઘણાં બારીક હોવાથી તે બધાં ગણુવામાં કાળક્ષેપ કરવા કરતાં આપણી વાત આગળ ચલાવીએ તો ઠીક. આ બધા ઉપરથી મ્હારા મગજ પર પાકી છાપ પડી ગઈ હતી કે આ કાવત્રું આ બે બાપ દીકરાનું હોવું જોઈએ.

'આ નિર્ણય પર આવ્યા પછી બીજા કયા મુદ્દા મ્હારા

અનુમાનને પુષ્ટિ આપતા હતા તે જોવાનું રહ્યું. બાણુા પટેલને ગયેલો ઘા મ્હારા માનવા પ્રમાણે ચાર વાર કરતાં વધારે દૂર રહીને ખૂનીએ નહિ કર્યો હોય. એનાં કપડાં પર દારૂનો જરાય ડાઘ ન હતો. એટલે જ્યારે ચન્દ્રકાન્તે કહ્યું કે તે નીચે ઉતર્યો ત્યારે એ જણ બાથંબાથા કરતા હતા ત્યારે તે હડહડતું જૂઠું બોલ્યો હતો.'

'ખૂની જે બાજુ નાસી ગયો એમ કહેવામાં આવ્યું તે બાજુ પહોળી ખાઇ છે, અને એમાં પગલાંની જરાપણ નિશાની જોવામાં આવતી નથી. એ ઉપરથી મ્હારી સંપૂર્ણ ખાત્રી થઇ ચૂકી હતી કે ચન્દ્રકાન્ત હળાહળ જૂઠું બોલ્યે જતો હતો. ખરી રીતે તો ત્યાં કોઇ અજાણ્યો માણસ ફરક્યો જ ન હતો.

'હવે મ્હારે આ ગુન્હાનાં કારણો શોધવાનાં હતાં. શા માટે એમણે આ પગલું લીધું? એ નિર્ણય પર આવતાં પહેલાં કીર્તિકરવાળી ચોરી વિષે મ્હેં વિચાર કર્યો. સરસાહેબે મ્હને વાત કરી હતી કે કીર્તિકર અને સરદાર કુટુંબ વચ્ચે મોટો મુકદમો ચાલતો હતો અને તે પરથી મ્હારા ધ્યાનમાં આવ્યું કે ચોરોએ શા માટે બીજું કાંઇ નહિ ને તમારી લાયબ્રેરી જ તપાસી હશે મી. બાઉરાવ! ચોરોનો વિચાર કોઇ ઉપયોગી દસ્તાવેજ ચોરવાનો હોવો જોઇએ.'

'એમજ હતું.' બાઉરાવે કહ્યું 'એ સિવાય બીજો ઇરાદો ભાગ્યે જ હોઇ શકે. એ લોકોની અર્ધી મિલકત પર મ્હારો હક્ક પહોંચે છે અને જો તેઓને એ દિવસે એક—ફક્ત એકજ કાગળ જે હમણાં તો મ્હારા સોલીસીટરોની તીજોરીમાં છે તે જો મળ્યો હોત તો મ્હારો આખો કેસ માર્યો જાત.'

'એમ વાત છે!' જયન્તે હસતાં હસતાં કહ્યું 'એ ખરેખર ભયંકર અને મૂર્ખાઇ ભર્યું પગલું હતું અને તેમાં ચન્દ્રકાન્તનોજ મુખ્ય હાથ હતો. તેણેજ વૃદ્ધ સરદારને સમજાવેલા. જ્યારે કાંઇ હાથ

ન લાગ્યું ત્યારે કોઇ શીખાઉ અણુઘડ ચોરનું એ કામ હશે એમ બતાવવાને જે હાથ આવ્યું તે તેઓ ઉપાડી ગયા. એ બધું સમજાયું પણ હજી ઘણું બાકી રહ્યું હતું. પેલી કાપલીનો બાકીનો ભાગ ક્યાં હતો? ચન્દ્રકાન્તે એ ઝુંટવીને ક્યાં રાખ્યો હશે! મ્હારા અનુમાન મુજબ બિલકુલ દરકાર કર્યા સિવાય એણે તે પોતાના હાફકોટના ખીસ્સામાં મૂકયો હોવો જોઇએ. પણ હજી તે ત્યાંજ હતો? એ સવાલ હતો. એ શોધી કાઢવાનો પ્રયત્ન કરવો જોઇએ એમ મ્હેં નક્કી કર્યું અને એ માટે આપણે બધા બંગલામાં ગયા.

'સરદારો પણ આપણી સાથે આવ્યા. એ લોકો કાપલીની વાત જરા પણ ન જાણે એ મ્હારા લાભની વાત હતી. જો તેઓને જરા પણ ગંધ આવે તો બાકીનો ભાગ વળી તેઓ તરતજ ગુમ કરી દે એટલે જ્યારે મી. રેલેએ વાત કરવાની અણિ પર હતા ત્યારે મારે એકાએક 'ફીટ' લઇને વાતનો પ્રસંગ બદલવો પડ્યો—'

'અરે બાપરે!' સર સાહેબ બોલી ઉઠ્યા. 'ત્યારે તમારી એ 'ફીટ' ખરી ન હતી?'

'એ ઘણી સુંદર રીતે અને સફલતા પૂર્વક આણવામાં આવી હતી.' મ્હેં કહ્યું. એની આ નવી રીતથી મ્હને પણ અજાયબી ઉપજી હતી.

'એ પણ એક કળા છે' જયન્તે કહ્યું. 'અને કોઇ વખત તે કામ આવે છે. એમાંથી સારા થઇને અથવા તો એમાં સફલતા મેળવીને મ્હેં બીજી યુકિતથી પેલા વૃદ્ધ સરદાર પાસે 'બાર' શબ્દ લખાવ્યો કે જેથી હું એ શબ્દ કાપલીના શબ્દ સાથે સરખાવી શકું.'

'અરરર! એ તો મ્હારા ધ્યાનમાંજ ન રહ્યું' હું બોલી ઉઠયો.

'મ્હને ખબર છે. તું તો મ્હારી નબળાઇ માટે દયા ખાતો હતો.' જયન્તે હસતાં હસતાં કહ્યું. 'તને એ સ્થિતિમાં મૂકવા માટે હું દિલગીર થયો પણ એ સિવાય બીજો ઉપાય ન હતો. પછી આપણે ઉપર ગયા અને ચન્દ્રકાન્તનો હાફકોટ મ્હેં ખીંટીએ લટકતો જોયો. પછી સરદારના ઓરડામાં મ્હેં ટેબલને ઠોકર મારી જાણી જોઇને પાડી નાખ્યું અને તમને બધાને બીજી બાજુ રોકી હું પેલી ચીટ્ઠીની તપાસ કરવા દોડ્યો. એ હું લઇને નીકળું એવામાં પેલા બાપ દીકરો દોડતા આવ્યા અને મ્હારા પર તૂટી પડ્યા. ચન્દ્રકાન્તે મ્હારૂં ગળું દાબ્યું અને વૃદ્ધ સરદારે ચીટ્ઠી લેવા મ્હારો હાથ આમળી નાખ્યો અને સદ્‌ભાગ્યે તમે આવીને મ્હને બચાવી લીધો. એ બાપ દીકરાએ મ્હને ચીટ્ઠી લેતાં જોયો એટલે એમની ખાતરી થઇ ગઇ કે એ વિષે હું સઘળું જાણતો હોવો જોઇએ એટલે તેઓ આમ છેલ્લે પાટલે બેઠા હતા.

'એ પછી મ્હારે એ ગુન્હાના કારણ વિષે સરદારને પૂછવું હતું. વૃદ્ધ સરદાર નરમ હૃદયનો હતો એટલે એણે બધી વાત કબૂલ કરી પણ એનો દીકરો ચન્દ્રકાન્ત તો શયતાનજ છે. એની પાસે ભરેલી રિવોલ્વર હોત તો મ્હને સાફ કર્યો હોત પણ એની રિવોલ્વરમાં એકે કારતુસ ન હતી અને તે પણ તમે ઝુંટવી લીધી હતી. વાત એમ હતી કે ભાણો પટેલ છાનો માનો બેઉની પાછળ ગયો હતો અને મી. કીર્તિકરને ત્યાં આ બાપ દીકરાએ પાડેલી ધાડની વાત જાણી ગયો હતો, અને એને લીધે વધારે પડતું દબાણ કરી પોતાનું કામ કાઢવાની તેની વૃત્તિ થઇ હતી તથા એવો પ્રયત્ન પણ એ કરી ચૂક્યો હતો, એટલે એને પોતાના રસ્તામાંથી કાઢી નાખીને ભયનું કારણ દૂર કરવા માટે ચન્દ્રકાન્તે આ કાવતરૂં રચ્યું હતું અને ચીઠ્ઠી મોકલી હતી. એ ચીટ્ઠીને આધારે ભાણો ત્યાં આવ્યો હતો અને માર્યો ગયો

હતો. જરા એણે ધ્યાન આપ્યું હોત તો આવું પરિણામ આવત નહિ.'

'એ ચીઠ્ઠી ક્યાં છે?' મ્હેં પૂછ્યું.

જયન્તે બેઉ કકડા અમને બતાવ્યા.

'મ્હેં ધાર્યું હતું એમજ છે.' જયન્તે કહ્યું. 'અલબત્ત, હજી એક વાત આપણે જાણતા નથી અને તે ચન્દ્રકાન્ત, ભાણા પટેલ અને જમનીના સંબંધની. એટલું તો ખરૂં કે કાવતરૂં ઘણી કુશળતાથી રચાયું હતું. નટવર! આપણો એશઆરામ સંપૂર્ણ ફતેહમંદ થયો છે, અને મ્હને લોનાવલાની હવા પણ વિજળી જેટલી ગુણકારી નીવડી છે. આપણે કાલેજ મુંબાઇ જઇએ તો—'

☆

# મ્હારો મિત્ર

મુંબાઇ જેવા શહેરમાં એકલા માણસને જગ્યા મળવાના સાંસા છે અને તેમાંયે મ્હારા જેવાને સારી જગ્યા જોઇએ અને થોડું ભાડું આપવાની વાત થાય ત્યાં પત્તોજ શાનો લાગે ? હું તાજોજ પાસ થયો હતો અને માંડમાંડ દવાખાનાની જોગવાઇ કરી હતી પણ ઝાઝી પ્રેક્ટીસ ન હતી છતાં ગાડું ગબડે એટલા દરદીઓ આવતા હતા.

કોઇ સારો સાથીદાર મળે તો મ્હારો તેના ભાગમાં જગ્યા રાખવાનો વિચાર હતો. જગ્યા લેવી તો સારા લત્તામાંજ લેવી એવી પણ ઇચ્છા હતી અને મ્હારી નજર પ્રિન્સેસ સ્ટ્રીટ કે સેન્ડહર્સ્ટ રોડપર એકાદો ફ્લૅટ ભાગમાં ભાડે લેવાનો હતો.

સાંજના એક વખત હું મ્હારા એક ઓળખીતા સાથે ભુલેશ્વરમાં ભેટી પડ્યો. તેને મ્હેં જગ્યા માટે કહી રાખ્યું હતું. તેણે કહ્યું: 'હું તમને મળવા આવવાનો હતો. તમારે માટે

ભાગીદાર અને જગ્યા બેઉ તૈયાર છે.'

'ક્યાં?' મ્હેં નવાઇ પામીને પૂછ્યું.

'જગ્યા, બ્રિન્સેસ સ્ટ્રીટમાં છે અને ભાગીદાર ભાયખાલે રહે છે પણ જરા વિચિત્ર માણસ છે. એક વખત તમે બેઉ એક બીજાને—'

'હરકત નહિ. તમને પસંદ પડ્યા સિવાય તમે ભલામણ નજ કરો એવી મ્હારી ખાત્રી છે એટલે પછી તે વિચિત્ર હોય તેની ચિંતા નહિ.'

અમે તરતજ બેઉ જણા વિકટોરિયા કરીને ભાયખલે ગયા. એક ન્હાના સરખા ઓરડામાં અમને બેસાડવામાં આવ્યા, અને મ્હારા ભવિષ્યના સાથીદાર જેમનું નામ જયન્ત હતું એમ મ્હને મારા ઓળખીતા ગૃહસ્થે કહ્યું હતું તે પોતાના કામમાં રોકાયા.

પાંચેક મીનીટ પછી તે કૂદતા કૂદતા આવ્યા ને બોલ્યાઃ 'જડયું જડયું.'

'પણ શું?' મ્હારા સ્નેહીએ પૂછ્યું.

'ખરેખર! આ જ, જો આજ અગાઉ જડયું હોત તો?' જયંતે જવાબ આપવા માંડયો. 'કેટલો બધો ત્રાસ ઓછો થઇ ગયો હોત!'

એવું તે શું જડયું હશે કે તેને આટલું મહત્વ અપાતું હતું અને શોધનારને અતિ આનંદ થતો હતો એ વિચારમાં હું હતો એટલામાં જયંતે પોતાની આંગળીમાં ટાંકણી ખોસી લોહી કાઢ્યું અને પાણીના પ્યાલામાં લોહીનું ટીપું નાંખી હલાવ્યું. અલબત્ત, એક આખા પાણીના પ્યાલામાં એક ટીપું તે શું જણાય? પછી તેણે એક શીશીમાંથી થોડુંક મિશ્રણ પાણીમાં રેડયું અને તરતજ પાણીમાં વાદળી રંગની છાંટ આવી. પ્યાલાને તળીએ કેટલાંક રજકણો બેઠાં. તે અમને બતાવીને જયંતે કહ્યુંઃ 'જરા જેટલું લોહી હોય તો પણ તે પારખવાને માટે આજ સુધી

અસહ્ય ત્રાસ વેઠવો પડતો હતો. આ એકજ શોધથી ગમે તેવો ડાઘ માણસના લોહીનો છે કે કેમ તે તરતજ કહી શકાશે અને તે એટલું તો ઉપયોગી નિવડશે કે ન પૂછો વાત !'

મ્હારા સ્નેહીએ પછીથી જગ્યા વિષે અને અમારે સાથે રહેવા વિષે વાત કરી. બીજે દિવસે વખત નક્કી કર્યો અને જગ્યા જોવાનું ઠરાવ્યું.

બરાબર વખતસર અમે પ્રિન્સેસ સ્ટ્રીટને નાકે એક બીજાને મળ્યા અને કેશર બિલ્ડીંગમાં એક ફ્લૅટ જોઇ આવ્યા. અમને તે પસંદ પડ્યો અને તરતજ તે અમારે નામે લખાવી લીધો.

જયંતની બુદ્ધિ અને શક્તિ માટે મ્હારા પેલા સ્નેહીએ મ્હને એટલું કહ્યું હતું કે 'એ ઘણો બુદ્ધિશાળી છે અને અમુક બાબતોનો ઘણો સારો અભ્યાસ કરેલો છે પણ જરા વિલક્ષણ પ્રકૃતિનો માણસ છે !'

અમે ઠરી ઠામ થયા પછી એક વખત મ્હેં જયંતને તેના અભ્યાસ અને જ્ઞાન વિષે પૂછ્યું તેના જવાબમાં તેણે મ્હને કહ્યું કે સાહિત્ય, તત્વજ્ઞાન, જ્યોતિષ અને રાજ્યદ્વારી વિષયોનું તેનું જ્ઞાન ઘણું જ થોડું બલ્કે તદ્દન નહિ જેવું હતું. જ્યારે ભુસ્તર, વનસ્પતિ, કેમીસ્ટ્રી, એનેટૉમી વિગેરેનું બહુ સુંદર જ્ઞાન હતું તેમજ ભયંકર ગુન્હાઓ અને ગુન્હેગારો વિષે તેણે ખાસ અભ્યાસ કર્યો હતો. લાઠીની રમત, કુસ્તી અને પટ્ટા ખેલવામાં તે નિષ્ણાત હતો અને કાયદાનું સારૂં જ્ઞાન સંપાદન કર્યું હતું. આટલું છતાં તેણે એક પણ પરીક્ષા પસાર કરી ન હતી. અથવા તો કોઇ પણ જાતની ડીગ્રી કે પ્રમાણપત્ર મેળવ્યું ન હતું.

અને તો પણ એની બુદ્ધિમત્તાનો મ્હને અનુભવ થઇ ચૂક્યો હતો. એનો આખો વખત કંઇ ને કંઇ પ્રયોગોમાં અને અનુભવો મેળવવામાં જતો. એની તર્કશક્તિ વિષે મ્હને સારો મત બંધાયો હતો.

એક દિવસે મ્હને કહે : 'ડૉક્ટર લોકોમાં આજકાલ તર્ક-શક્તિ સાવ ખૂટી જતી લાગે છે. ન્હાની સરખી ગુંચ ઉકેલવા માટે મગજનું સઘળુંયે તેલ બળી જાય છે, છતાં કોઇજ નથી થઈ શકતું ! સેંકડે નવાણું માણસો પોતાની આ શક્તિની ખિલાવટ કે વિકાસ માટે સાવ બેદરકાર છે ! બુદ્ધિનો ઉપયોગ ભાગ્યે સેંકડે એકાદ માણસ કરતો હશે !'

મ્હને આવી વાતોમાં નવાઇ લાગતી છતાં સાંભળ્યે જતો.

ધીમે ધીમે અમારો પરિચય વધતો ચાલ્યો અને સમાન-વય અને નિકટ સહવાસને લીધે અમે એક બીજાને, બીજા પુરૂષ એક વચનના સંબોધનથી કેટલીકવાર સંબોધવા લાગ્યા.

સવારમાં અમે બેઠા હતા અને ચા પીતા હતા એવામાં દૂરથી એક ગાડી આવી અને તેમાંથી એક યુરોપીયન ગૃહસ્થ ઉતર્યો.

જયંતે મ્હને કહ્યું: 'નટવર ! પેલો આપણે ત્યાં આવતો લાગે છે. દરિયાઇ ખાતાનો પેન્શન પર ગયેલો એ સાર્જન્ટ હોવો જોઇએ.'

શા ઉપરથી જયંત એ નિર્ણય પર આવ્યો તેની મ્હને નવાઇ લાગી. થોડીવારમાં પેલો ગૃહસ્થ અમારા મકાનમાં દાખલ થયો અને જયંતના હ્રદયમાં એક મોટું ભુરૂ પરબીડીયું આપ્યું. 'મી૦ જયંતને આપવાનું છે.' તેણે કહ્યું.

જયંતની પરીક્ષા કરવા ખાતર મ્હેં તે ગૃહસ્થને પૂછ્યું "કૃપા કરીને આપ કયા હોદ્દા પર છો તે જણાવશો ?'

'ખુશીથી, હું કમીશ્નર છું. મ્હારો યુનીફૉર્મ—'

'પણ પ્હેલાં—'

'રૉયલ મેરીન વ્હાઇટ ઇન્ફન્ટરીમાં સાર્જન્ટ હતો, હમણાં પેન્શનર છું.' પછી તે જયંત તરફ ફરીને બોલ્યો : 'જવાબ નથી આપવાનો—રજા લઉં સાહેબ !' એમ કહીને તેણે રજા લીધી.

જયંતે એ કાગળ ઉતાવળથી વાંચ્યો અને તરતજ પોતાનો કોટ પહેરવા માંડ્યો. મ્હેં પૂછ્યું: 'શા ઉપરથી પેલો માણસ સાર્જન્ટ હતો એમ તેં કહ્યું હતું ? તું એને ઓળખતો હતો ?'

'રજે નહિ. સાવ સહેલી વાત છે, લખાણ સડસડાટ વાંચી જઇએ એવી આ વાત છે. મ્હને ઘણી ઉતાવળ છે પણ તને કંઇ ના પડાય ! એના હાથ પર છુંદણાંથી વહાણની નિશાની પાડેલી હતી એ દરિયાઇ જીવનની દર્શક હતી. એની ગાઢી અને તેના દેખાવ ઉપરથી લશ્કરી રહેણી કરણી જણાઇ આવતી હતી. એનો દમામ તથા રીતભાત અને દેહનું વલણ તે કોઇ હોદ્દેદાર હોય એમ બતાવતાં હતાં એ ઉપરથી મ્હેં નક્કી કર્યું કે એ સાર્જન્ટ હોવો જોઇએ !'

'નવાઇ જેવું !'

'તદ્દન સાદી વાત છે. નટવર ! પણ હરકત નહિ. આ કાગળ વાંચ તો' એમ કહી પેલો કાગળ તેણે મ્હને આપ્યો. તે નીચે મુજબ હતો:

'ભાઇશ્રી જયન્ત'

આમ્રેલીમાં મેનામહાલમાં એક ગંભીર બનાવ બન્યો છે. એક માણસનું ખૂન થયું છે. બધું જેમને તેમ રહેવા દીધું છે માટે બને તેટલા જલદી મ્હને ત્યાં મળો તો વધારે સારૂં.

આપનો,

ગગરાટ.

મી. ગગરાટ છૂપી પોલિસખાતાનો ઇન્સપેકટર હતો અને તે તથા બીજા એ ખાતાના અમલદારો ઘણી વખત જયન્તની સલાહ લઇ તે મુજબ કામ કરતા.

નવાઇ જેવું તો એ હતું કે જ્યારે જયન્તની સલાહની જરૂર પડતી, ત્યારે એ લોકો આવીને સઘળી વિગતો અને હકીકતો સાદ્યંત જયન્તને કહી સંભળાવતા. એ વાત ઉપર તે વિચાર કરતો અને તરતજ એ કામની ગુંચ ઉકેલી રસ્તો બતાવતો

અને સલાહ આપતો. સેંકડે નવાણું ટકા એની સલાહ ખરી પડતી અને એનાં અનુમાનો સાચાં નિવડતાં. એક માણસ ખરા મુદ્દા જોઇને; વિગતો તપાસીને અને ગુન્હાની જગ્યા વિગેરે નજરે જોઇને જે અનુમાનો ન કરી શકતો તે જયન્ત પોતાના આરામાસન પર પડ્યો પડ્યો કરી શકતો અને તે યોગ્ય રી ખીસ્સામાં મૂકતો.

આમ કરવા કરતાં એ જાતે જ ગુન્હાશોધનનું કામ કેમ નથી કરતો એવું મ્હેં બે ત્રણવાર પૂછેલું પણ તેણે 'હમણાં મ્હારો એવો વિચાર નથી' એમ જવાબ આપેલો.

કાગળ વાંચી રહ્યા પછી મ્હને તેણે આ કેસમાં રસ પડતો હોય તો પોતાની સાથે આવવા વાત કરી. હું નવો સવો હોવાથી મ્હારી પ્રેકટીસ ફક્કડ ન હતી કે દરદીઓ ઉભરાઇ જતા ન હતાં એટલે મ્હેં પણ એ કેસ સાદ્યંત જોવાનું તથા મ્હારા સાથીદારની બુદ્ધિમત્તાની પરીક્ષા કરવાનું મન સાથે નક્કી કર્યું. અમે બન્ને જણા ટેકસી ભાડે કરીને આમ-દેવી જવા ઉપડ્યા.

અમારી ગાડી મેનામહાલથી થોડે દૂર ઉભી રખાવી અમે ત્યાં ચાલતા ગયા. જયંતે તરતજ પોતાની તપાસની શરૂઆત કરવા માંડી. તે આમતેમ ફર્યો અને પછી અંદર દાખલ થયો. ઇન્સ્પેકટર ગગરાટ ત્યાં બેઠા હતા.

મેનામહાલવાળો લતો તદ્દન શાંત હતો અને આજુબાજુ ઝાઝી વસ્તી ન હતી એટલે અને ઘણા વખતથી તે ખાલી પડ્યું હોવાથી એમાં ખૂન થયું છે એની જરા પણ ખબર કોઇને પડત નહિ પણ સદ્ભાગ્યે કાળી રાત્રે જમાદાર અલીમિયાંએ એમાં દીવો બળતો જોયો એટલે તે અંદર તપાસ કરવા આવ્યો અને જોયું તો આ માણસનું કોઇએ ખૂન કર્યું હતું. એમ અમને ઇન્સપેક્ટરે ખબર આપી.

'એનું શરીર તમે તપાસ્યું?' જયંતે ઇન્સ્પેક્ટરને પૂછ્યું.

'હાજી. એના ખીસ્સામાંથી આ ચીજો મળી છે.' એમ કહીને તેણે એક મેજ પર પડેલી ચીજો બતાવી. થોડાંક વીઝીટીંગ કાર્ડ, એક ઘડિયાળ, દસેક રૂપિયાનું પરચુરણ, દસદસની ૨૫ નોટો ને હજારની એક નોટ, એક લૉકેટવાળો ચંદનહાર અને એવી પરચુરણ ચીજો હતી. જયંતે તે સર્વે તપાસી અને પછી પેલા મુડદાને તપાસ્યું એના શરીર પર ઘાની જરા જેટલી પણ નિશાની ન હતી, છતાં તેનું ખૂન થયું હતું. આખા ઓરડામાં આજુબાજુ લોહીના પુષ્કળ ડાઘા પડેલા હતા, અને ભીંત પર પણ લોહીના ડાઘા પડેલા હતા.

વિઝીટીંગ કાર્ડ પર 'જાડેજા શ્રી શિવસિંહજી: સજ્જનપુર' એ મતલબનું ઇંગ્રેજીમાં લખાણ હતું.

'કાંઇ કાગળ પત્તર મળે છે?'

'બે છે.' ઇન્સ્પેક્ટરે કહ્યું 'એક કુમારશ્રી શિવસિંહજી ઉપરનો બીજો રણધીરસિંહ જાડેજાના નામનો. બેઉ સજ્જનપુરથી આવેલા છે. આ રહ્યા.' એમ કહીને ઇન્સ્પેક્ટરે બે કાગળો મ્હારા મિત્રના હાથમાં મૂકયા. તેમાં ખુશી ખુશાલીના સમાચાર સિવાય બીજું કાંઇ નહતું.

'તમે સજ્જનપુર તાર કર્યો?'

'તરતજ'

'શું પૂછાવ્યું?'

'કુમાર વિષે વિગતવાર હકીકત.'

'એની સંસારિક વાત માટે કાંઇ પૂછાવ્યું?'

'નાજી.' ઇન્સ્પેક્ટરે ઉમેર્યું 'પણ સાહેબ, કેસ ઘણો વિચિત્ર લાગે છે!'

'તમે ગાડીમાં આવ્યા હતા?'

'નાજી.'

'ઇન્સ્પેકટર રેલેએ આ જોયું છે?'

ઇન્સ્પેકટર રેલે અને ગગરાટ પ્રતિસ્પર્ધિ હતા. બેઉ એક બીજાથી ઉંધા ચાલનારા અને જૂદા જૂદા વિચારના હોવા છતાં ગુન્હાશોધક તરીકે બાહોશ હતા. કેટલીક બાબતમાં એકની બુદ્ધિ નિષ્ફળ નીવડતી તો બીજો કામ પાર ઉતારતો.

'એણે પણ તપાસ કરી હતી પણ તેથે મ્હારી પેઠે કંઇ નિર્ણયપર આવી શકયો નથી.'

થોડીવારમાં ઇન્સ્પેકટર રેલેનાં પગલાં સંભળાયાં. તેણે આવીને ટેબલપર પડેલી ચીજો આમતેમ ઉથલાવવા માંડી. ચંદનહાર હાથમાં લઇને તે બોલ્યો: 'આમાં સ્ત્રીનો હાથ હોવાનો મ્હને શક જાય છે. કોઇપણ સ્ત્રી અહીં આવી હોવી જોઇએ એમ ન હોય તો આ ચંદનહાર કયાંથી આવે?'

એમ કહીને તેણે લૉકેટ ઉઘાડયું. એમાં એક પુરૂષની છબી હતી. 'ખરેજ! મ્હારૂં અનુમાન તદ્દન ખરૂં છે! પુરૂષની છબી વાળું લૉકેટ ચંદનહારમાં જડાવીને સ્ત્રી સિવાય બીજું કોણ પ્હેરે?'

'જોઉં' કહીને લૉકેટ ગગરાટે હાથમાં લીધું. તેણે તે ધારી ધારીને જોયું ને બોલી ઉઠયો: 'નવાઇ જેવું! આ ચ્હેરો મરનાર માણસને જરાતરા મળતો આવે છે! એની જુવાનીમાં કદાચ તે એવો હશે એમ અનુમાન થઇ શકે!'

મ્હારા મિત્રે બે ચીજ અને લૉકેટ બેપરવાઇથી જોયાં; જાણે એ એને મન મહત્વ જેવાં હોય જ નહિ તેમ.

'આમાં જરૂર કોઇ મોટી ટોળીનો હાથ હોવો જોઇએ.' એમ કહેતાં કહેતાં પોતાની સીગાર સળગાવવા માટે રેલેએ દિવાસળી સળગાવી. દિવાસળીના પ્રકાશમાં એક બાજુના ખૂણામાં દિવાલપર કાંઇક લખેલું હોય એવો રેલેને ભાસ થયો. તેણે બીજી દિવાસળી સળગાવી. તેના પ્રકાશમાં ભીંત પર લોહીથી 'શાંત' એમ લખેલું જણાયું, 'અને મ્હારા અનુમાનને આ

શબ્દો પુષ્ટિ આપે છે.' ઇન્સ્પેક્ટર રેલેએ હર્ષાવેગમાં પોતાનો મત પ્રદર્શિત કર્યો.

'ખરીવાત છે! શાંતા નામની કોઇ સ્ત્રીનો એમાં હાથ હોવો જોઇએ.'

આમ બેઉ જણ તર્ક પરંપરામાં ગોથાં ખાતા હતા અથવા તો કલ્પનાના ઘોડા દોડાવ્યે જતા હતા એવામાં જયંતે પોતાની તપાસ પૂરી કરી. જે જગ્યાએ એ અક્ષરો લખ્યા હતા તે જગ્યાની ઉંચાઇ વગેરે તેણે બરાબર માપી લીધાં, અને એ અક્ષરો સૂક્ષ્મદર્શક કાચથી ધારી ધારીને જોઇ લીધા. ટેબલના એક ખૂણાપર મીણબત્તીનો રસ ઢર્યો હતો તે પણ તેણે જોઇ લીધો.

'સૌથી પહેલાં આ સમાચાર કોણે મેળવ્યા?'

'જમાદાર અલિમીયાંએ.'

'એ ક્યાં રહે છે?'

'કામાટીપુરા ૪ થી ગલી. કરીમબિલ્ડીંગ, કેમ, કાંઇ કામ છે?'

'એને મળવું છે. હમણાં એ ફરજ પર તો નહિ જ હોય?'

'નાજી. એની ડ્યુટી રાત્રે શરૂ થાય છે, પણ તમે કાંઇ નિર્ણયપર આવ્યા!'

'જી હા. પણ તે જણાવવા જેવું નથી.' મ્હને ઉઠવાની ઇસારત કરતાં કરતા જયંતે કહ્યું. 'સાહેબો! તમારા હવાઇ કિલ્લા તોડી નાખવા માટે માફ કરશો પણ આ કેસમાં ફક્ત બેજ માણસોએ ભાગ લીધો છે. એક આ મરનાર ગૃહસ્થ અને બીજો ખૂની. તમારો ખૂની સ્ત્રી નહિ પણ પુરૂષ છે ને ખાસ્સો સાડા પાંચ ફુટ ઉંચો છે છતાં તેનું શરીર ભરાઉ છે, આંગળીના નખ મોટા છે અને શરીરના પ્રમાણમાં પગ ટુંકા છે. એને સીગારેટ ફુંકવાની ટેવ છે. તે વિકટોરિયામાં અહીં આવ્યો હતો. એના ઘોડાના ત્રણ પગના નાળ જૂના છે તથા ચોથો નવો જડાવેલો છે. આટલી જરૂરજોગી વિગતો આપને

ઉપયોગી થઈ પડશે. 'સાહેબજી.' કહીને તેણે મ્હને પોતાની સાથે ચાલવા જણાવ્યું અને અમે બહાર પડયા. જતાં જતાં જયંતે પેલો ચંદનહાર લઈ લીધો.

કામાટીપુરા તરફ વિકટોરિયામાં જતાં જતાં મ્હેં પૂછયું: 'એ વિગતો તેં શી રીતે મેળવી?'

'હં, એમાં નવાઇ પામવા જેવું જરાય નથી. બેને બે ચાર જેટલી સહેલાઇથી કહી શકાય તેટલી જ સહેલાઇથી આ પણ કહી શકાય એમ છે. ગઇ કાલે રાતના ગાડી આવી હતી અને તેના માપ ઉપરથી જાણી શકાય એમ હતું કે તે એક ખાનગી ગાડી નહિ પણ વિકટોરિયા હોવી જોઇએ. ઘોડાનાં પગલાંમાં એક પગલું વધારે ઉંડું પડયું હતું એ બતાવતું હતું કે એના ત્રણ નાળ જૂના અને એક નવો હોવો જોઇએ. બે જણનાં પગલાં અંદર જતાં જણાયાં હતાં, એક જણે ઉંચી બનાવટના બૂટ પહેર્યા હતા અને બીજાએ સાધારણ ફાટલાં સ્લીપર પહેર્યાં હતાં. અંદર જઇને જોયું તો બૂટવાળો માણસ મરણ પામ્યો હતો એટલે પેલો બીજો ખૂની હોવો જોઇએ એ જણાઇ આવતું હતું. એનાં પગલાંની લંબાઇ પહોળાઇપરથી મ્હને અવગત એવાં કેટલાંક કોષ્ટકોથી એની ઉંચાઇ હું જાણી શકયો હતો અને પેલા લોહીના અક્ષરો વાંચતી વખતે તે માપ મ્હેં બરાબર સરખાવી જોયું હતું. દરેક માણસ ભીંતપર લખતી વખતે પોતાની ઉંચાઇના પ્રમાણમાં ઉંચુ નીચું લખે છે. બનતા સુધી આંખની સમાંતર રેખામાં સાધારણ રીતે તે લખે છે. એ ઉપરથી એની ઉંચાઇ જણાઇ આવતી હતી. મરનારના શરીરમાંથી સ્હેજ પણ લોહી નીકળ્યું નહતું એટલે ત્યાં આડું અવળું પડેલું લોહી ખૂનીનું હોવુંજ જોઇએ. લોહીથી લખાયલા અક્ષરો જોતાં ભીંત ઉપર ઉઝરડા થયલા લાગતા હતા તે પૂરવાર કરતા હતા કે તેના નખ મોટા હશે. આ ચંદનહાર સ્રીનો

છે. એ વાત ખરી, પણ એનું નામ 'શાંતા' હશે, એ તદ્દન ભૂલભરેલી કલ્પના છે. અલબત્ત એને આની સાથે સંબંધ છે પણ એ પછીથી; હું જરા એક તાર કરી લઉં.' એમ કહીને ભાયખલા ઉતરીને જયન્તે એક અર્જન્ટ તાર સજ્જનપુર ખાતે કર્યો.

થોડીવાર પછી અમે કામાટીપુરામાં આવી લાગ્યા, જમાદાર અલિમીયાંનું રહેઠાણ શોધી કાઢ્યું. એ બિચારો ઊંઘતો હતો. એની બીબીએ એને ઢંઢોળીને જગાડ્યો, એટલે એની સ્ટીમ એકદમ ગરમ થઇ ગઇ કારણ એની ઉંઘ અમે ખાટી કરી નાખી હતી.

જયંતે એના હાથમાં પાંચની નોટ મુકીને પૂછવા માંડ્યું: 'કાલે મેનામહાલ આગળ તમારી ચોકી હતી કે?'

'હા સાહેબ!' નોટ હાથમાં આવવાથી એની સ્ટીમ જરા ઠંડી થઇ હતી. 'કોઇ દિવસ નહિ ને કાલે રાત્રે એમાં દીવો બળતો જોઇને મ્હને શંકા થઇ ને અંદર ગયો તો ખૂન થયેલું! પણ એ વાતની આપને શી જરૂર?'

'ગભરાવાની જરૂર નથી. હું પણ આ કામમાં તપાસ ચલાવું છું. મ્હારા નામથી તમે અજાણ્યા હશો. એ વાત ખરી, પણ મ્હને તમારો પત્તો ઇન્સ્પેકટર ગમરાટે જ આપ્યો છે.'

'તો ઠીક. સાહેબ! આપને શું પૂછવું છે?'

'કાલની વિગતો તમારે મોઢે સાંભળવી છે.'

'સાહેબ! રાતના દીવો જોયો એટલે હું ત્યાં ગયો અને બારીમાંથી ડોકીયું કર્યું, અને બરાબર ન દેખાયાથી આગળ ગયો—

'કે પાછા ફર્યા? છેક દરવાજા સુધી આવીને જરા થોભ્યા?'

જમાદાર એકદમ ચોંકી ઉઠ્યો, 'ખરેખર! સાહેબ, તમે બધું જાણતા લાગો છો! હું પાછો ફર્યો અને સીડી મારી પણ

કોઈ આવ્યું નહિ એટલે પછી એકલો અંદર ગયો અને જોયું તો આ ખૂન થયું હતું અને દીવો બળતો હતો. ભીંત પર લોહીથી તાજુબ કોઈએ 'શાંત' એટલું લખ્યું હતું, પણ કોઈનો પત્તો નહતો એટલે હું બહાર નીકળ્યો—'

'અંદરનાં બારણાં ખખડાવ્યાં ને જોડેનો ઓરડો ઉઘાડી કૂદી તમે બહાર પડ્યા, પણ પછી કાંઈ જાણવા જેવું બન્યું?'

'અરે હા સાહેબ! તમે તો મ્હને અજાયબીમાં નાખી દો છો, કાલે મ્હને એવો એક છાકટો મળ્યો કે ન પૂછો વાત! એના જેવો છાકટો મ્હેં મ્હારી જીંદગીમાં નથી જોયો! ખૂબ પીધેલો.'

'કેવો હતો?'

'કોઈ ગાડીનો ડ્રાઇવર હશે! ઉંચો હતો અને શરીરે જરા ભરાઉ હતો.'

'પછી?'

'જવા દીધો, બીજું શું! ગરીબ બિચારો ચોકીએ લઈ જાત તો દંડાઈ જાત. હું તે ખૂનની ખબર પહોંચાડું કે આવાની પંચાતમાં પડું!'

પાંચ રૂપિયાની બીજી નોટ આપી જયંતે રજા લીધી. અમે પ્રિન્સેસ સ્ટ્રીટ તરફ જવા નીકળ્યા. જતાં જતાં મ્હેં પૂછ્યું: 'એ આમતેમ ગયો એ શી રીતે સમજાયું?'

'બહારની બાજુ એનાં પગલાં પડ્યાં હતાં. પેલા બે જણનાં પગલાં કેટલીક જગ્યાએ આ જમાદારનાં પગલાંથી દબાઈ જતાં હતાં એટલે એ બે જણ પછી જમાદાર અંદર ગયેલો એ જણાય એવી વાત છે. અલબત્ત, એ બાબત અનભ્યાસીને ન સમજાય એવી છે પણ અનુભવથી સ્હેજે પારખી શકાય એમ છે. પણ નટવર! આ જમાદાર જેવો મૂર્ખો મ્હેં કોઈ ન જોયો!'

'કેમ?'

'બીજું શું ત્યારે! એનામાં જરા જેટલી પણ અક્કલ

હોત તો આજે એ ફોજદાર કે ઇન્સ્પેકટર ન થયો હોત ! ખરેખર !' આપણા લોકો અક્કલનો ભાગ્યેજ ઉપયોગ કરે છે ! '

'કારણ કંઇ ?'

'અરે ! પેલો દારૂડિયો બીજો કોઇ નહિ પણ ખૂની જાતે પોતે હતો. એ બિચારો કોઇ ચીજ ભૂલી ગયેલો તે લેવા પાછો આવેલો અને આ નામદારની પધરામણી થઇ ગયેલી જોતાં તેણે દારૂડિયા હોવાનું બહાનું કાઢેલું અને ભાગ બરાબર ભજવેલો ! મૂર્ખો ! અટ્ટલ મૂર્ખો ! નહિતર આમ ભોળવાઈ ન જાત !'

'પણ એવું શું રહી ગયું હશે ?'

'પેલો ચંદનહાર, બીજું શું ?

તેજ દિવસે સાંજે અમે 'સાંજ વર્તમાન'માં છપાવ્યું કે:

'જડયો છે. ગામદેવી, બાબુલનાથ રોડ પરથી આજે સવારના એક ચંદનહાર જડયો છે. માલિકે નિશાન અને પુરાવા સાથે સવારના ૮ થી ૯ ની વચ્ચે ડૉ. નટવરલાલને કેસર બિલ્ડીંગ–પ્રિન્સેસ સ્ટ્રીટમાં મળવું.'

બીજે દિવસે આઠ ને નવની વચ્ચે એક બુઢ્ઢી બાઇ અમને મળવા આવી. તેનું કહેવું એવું હતું કે કાલે સવારના તેની દીકરીએ એ હાર બાબુલનાથનાં દર્શન કરીને આવતાં ગુમાવ્યો હતો.

એ હારના જેવોજ નકલી હાર અમે વેચાતો લીધો હતો એટલે તે તેને આપ્યો અને જયન્તે તેની પૂંઠ પકડી.

અર્ધા કલાક પછી જયન્ત આવ્યો અને તે પોતાના આ પરાક્રમમાં હારખાઈ ગયો હતો. એમ ખુલ્લા મને મ્હને કહ્યું: 'નટવર! એણે તો મ્હને બનાવ્યો. એની પૂંઠ મ્હેં બરાબર લીધી પણ કઇ વખતે એ એણે ભાડે કરેલી ગાડીમાંથી છટકી ગઇ તે ન જણાયું ! મ્હેં જ્યારે એ ગાડી ઉભેલી જોઇ ત્યારે તદન ખાલી હતી. ચાલતી ગાડીએ એ કૂદી પડી હોવી જોઇએ અને એ સ્ત્રી નહી પણ સ્ત્રીના વેશમાં કોઈ જુવાન જીવ હોવો.

જોઇએ. જે હોય તે ખરૂં.'

બીજે દિવસે સવારના ઇન્સપેક્ટર ગગરાટ અમને મળવા આવ્યો તેણે પણ મહાભારત પરાક્રમ કર્યું હતું.

' પત્તો લાગ્યો ' તેણે આવતાં વેંત જ કહ્યું.

' ઠીક થયું.' જયંતે જવાબ આપ્યો.

' મ્હેં એને પકડી પાડ્યો છે. મરનારની ટોપી તો તમે જોઇ હશે ?'

' હા. ઠક્કર બ્રધર્સને ત્યાં એણે ખાસ ઑર્ડરથી બનાવરાવેલી, તે ને ?'

' તેજ. મ્હારૂં ધ્યાન નહિ હતું કે આપ એ અનુમાન પર આવ્યા હશો. મ્હેં ગઇ કાલે એ લોકોને ત્યાં તપાસ કરી અને એ ટોપી તેમણે કોના માટે બનાવી હતી તે પૂછ્યું. એમના કાગળો જોતાં એ ટોપી દશ દહાડા પર તેમણે કુમાર શિવસિંહજી માટે બનાવી હતી અને શેઠ અમથાલાલને ત્યાં ગિરગામ બેકરોડ પર પહોંચાડી હતી. શેઠ અમથાલાલનું ઠેકાણું મ્હેં શોધી કાઢ્યું અને તપાસ કરી. શેઠ અમથાલાલ અમૃતલાલને સજ્જનપુરના કુમાર સાથે ઠીક સંબંધ હતો એટલે ઠાકોર સાહેબ એમને ત્યાં ઉતરતા હતા. શેઠને લલિતા નામે એક બ્હેન અને વૃદ્ધ માતુશ્રી સિવાય કોઇ સગુ વ્હાલુ નહિ હતું. વાત એમ બની કે પરમ દિવસે રાતના કુમાર સાહેબ કાઠિયાવાડ મેલમાં જવાના હોવાથી તે અને તેમના સેક્રેટરી રણધીરસિંહજી બન્ને ત્યાંથી નીકળ્યા. તે પછી કોણ જાણે કેમ કુમાર સાહેબ એકલા જ પાછા ફર્યા હતા. અલબત્ત તે વખતે તેમણે ખૂબ દારૂ ઢાંસ્યો હતો અને તેના ઘેનમાં ને ઘેનમાં એમણે ઘણી જ અસભ્ય અને નિર્લજ્જ ચાલ ચલાવી હતી ને અસભ્ય માગણી કરી હતી. ' ચાલ, લલિતા, હવે તું ઉમ્મર લાયક થઇ છે. ચાલ, આપણે ઉપડી જઇએ.' એવું એ બોલ્યા અને ઉઠીને લલિતાનો હાથ ઝાલ્યો. એટલે

વૃદ્ધ શેઠાણીએ બૂમ પાડી. સદ્‌ભાગ્યે શેઠ અમથાલાલ દુકાન વધાવીને તે વખતે ત્યાં આવી લાગ્યા અને આ રકાસ જોઈને ડાક્ટર સાહેબને તતડાવીને બેચાર લગાવી દીધી. બેઉ જણ વચ્ચે પછી બરાબર જામી ગઈ. તેજ રાતના કુમાર સાહેબનું ખૂન થયું. બીજું શું? ગુસ્સાના આવેશમાં શેઠ અમથાલાલે કુમાર સાહેબનો બડો લાડવો કરી નાખ્યો! જુવાન અને નિર્દોષ બ્હેન સાથે અસભ્ય વર્તન ચલાવનાર ઉપર તેને વેર અને ઝેર આવે એ સ્વાભાવિક છે અને એને લીધે તેણે એ પગલું ભર્યું હોય તો નવાઈ જેવું નથી.'

'તમે શેઠ અમથાલાલને પકડ્યા છે?'

'જરૂર, એમાં પૂછવાપણુંજ શું હોય?'

'ઇન્સ્પેક્ટર રેથ આવતા લાગે છે, તેમણે પણ કંઈક કર્યું જણાય છે!'

'શું કરે કપાળ! એ તો સેક્રેટરી પર વહેમ રાખે છે! માને છે કે કુમાર સાહેબનું ખૂન રણધીરસિંહ જાડેજાએ કરેલું અને એ એની પાછળ પડ્યો છે!'

ઇન્સ્પેક્ટર રેથ એવામાં આવી લાગ્યો. તેણે ખુરસી લઈને કહ્યું: 'સાહેબ! મારી માન્યતા ખોટી પડી છે. રણધીરસિંહ જાડેજાનો આ ખૂનમાં હાથ નથી લાગતો. આજે સવારના તેનું ખૂન થયું છે.'

'શું? ખૂન થયું છે?'

'હાજી. માધવાશ્રમમાં આજે સવારનાજ એનું ખૂન થયું છે. ઘણી મુશ્કીલીએ મ્હેં એનો પત્તો મેળવ્યો અને માધવાશ્રમના માલેક મી૦ ફડકે સાથે એની રૂમના બારણા આગળ ગયો તો તે અંદરથી બંધ હતી અને લોહીનો નાનો રેલો બારણાની નીચેથી બહાર આવ્યો હતો.'

'ઘણું નવાઈ જેવું!'

'અમે બારણાં તોડાવ્યાં અને અંદર જઈને જોયું તો મી. આડેલ એમની પથારીમાં તરબોળ પડ્યા હતા. એમને ખંજર મારવામાં આવ્યું હતું અને તેના ઘાથી એમનું મરણ નીપજ્યું હતું. ખૂનીએ ઠંડે કલેજે પોતાનું ખંજર ચાદરે લૂછ્યું હતું અને તેના શરીર પર પડેલા છાંટા ને ખરડાયલા હાથ પણ એ ઓરડામાં જ ધોઈ નાખ્યા હતા. સવારના એક છોકરાએ તેને ઉપર ચઢતાં જોયો હતો પણ કોઈ કારીગર હશે એમ ધારીને તેણે કાંઈ પૂછપરછ કરી ન હતી.'

'બીજું કાંઈ?'

'એના ખંડમાંથી એક નાની ડબ્બી જડી હતી અને તેમાં બે પારદર્શક ગોળીઓ હતી—'

'છેલ્લી કડી મળી ગઈ.' જયંત વચ્ચેજ બોલી ઉઠ્યો.

'છેલ્લી કડી?'

'હાજી. હું એ જડશેજ એમ માનતો હતો.'

'નવાઈ જેવું!

'અને બીજું એ હતું કે એનું ખૂન કર્યા પછી ખૂનીએ દરબાર સાહેબનું ખૂન કરીને લખ્યું હતું તેમજ લોહીવતી ભીંત ઉપર 'શાંત' એમ મોટા અક્ષરે લખ્યું હતું.'

'વાહ! ત્યારે તો મારું અનુમાન ખોટું ઠરે છે! શેઠ અમથાલાલે ખૂન કર્યું હોય તો પછી ગઈ કાલના તો તેઓ પોલિસના પહેરા નીચે છે અને આ ખૂન તો રાતોરાત થયું છે તેમજ બેઉનો ખૂની એકજ લાગે છે. એટલે શેઠ અમથાલાલનો આમાં હાથ લાગતો નથી.' ઇન્સ્પેકટર ગગરાટે કહ્યું.

'એમજ છે!'

'ત્યારે તો કોકડું ગુંચવાતુ જાય છે! ખરેખર! આવો, બેજાનું દહીં કરનાર કેસ ભાગ્યે જ બન્યો હશે! આટલી આટલી મહેનત કરી, પણ બધી પાણીમાં ગઈ! મહેનત બરબાદ ઔર

ગુનાહ લાઝીમ.'

'પેલી ગોળીઓ તમે લાવ્યા છો?' જયંતે પૂછ્યું.

'આ રહી એ ડબ્બી.' એમ કહી રેલેએ ડબ્બી આપી.

'કાંઈ કાગળ બાગળ?'

'હા. એક તાર એના ખીસ્સામાં હતો. એમાં J. P. is in Bombay' એમાં એટલું લખાણ હતું.

'ડૉક્ટર, પેલી કૂતરીને લઈ આવો તો—'

અમારા મકાનમાં એક કૂતરી મરવા પડી હતી અને દુ:ખથી, આખી બિલ્ડીંગ ગજાવી મૂકતી હતી. એણે એણે હું તેને ઉપાડી લાવ્યો. જયંતે પેલી ડબ્બીમાંથી એક ગોળી કાપી તેના બે ટુકડા કરી એકને પાણીમાં ઓગાળ્યો અને તેમાં જરા દૂધ રેડી, કુતરીને એક રકાબીમાં આપ્યું, તે તો લપ લપ કરતી ચાટી ગઈ પણ તેને કાંઈ ન થયું.

બેઉ ઇન્સ્પેક્ટરો આ વિચિત્ર વર્તન પર હસવા લાગ્યા અને જયંતનું ભેજું ખસી તો નથી ગયું એમ વિચારવા લાગ્યા. જયંતે ઘડિયાળ કાઢી પાંચેક મિનીટ રાહ જોઈ પણ કાંઈ અસર ન થઈ જોઈ તેને નવાઈ લાગી.

કંઈક નવો વિચાર આવ્યો હોય તેમ એણે બીજી ગોળી કાઢી, તેનો કકડો પહેલાંની માફક પાણીમાં ઓગાળી, દૂધ રેડી રકાબીમાં રેડ્યો. કૂતરીએ તે જરાક ચાટ્યો અને તેની જીભ બહાર લબડી પડી. બે ચાર આંચકા સાથે તેનો આત્મા ઊડી ગયો.

'બરાબર!' જયંત બબડ્યો. 'ગૃહસ્થો, હવે વધારે ખૂન થશે નહિ. એ બાબતમાં ગભરાવા જેવું જરાય નથી.'

એવામાં બારણું ઉઘડ્યું અને એક મુસલમાન છોકરો દાખલ થયો.

'કેમ? અબ્દુલ?' જયંતે પૂછ્યું.

'સાહેબ, કામ પૂરું કર્યું છે.' તેણે સલામ કરીને કહ્યું.

'અંદર લઇ આવ.'

પેલો છોકરો બહાર ગયો અને એક ગાડીવાળાને અંદર લઇ આવ્યો.

'ભાઇ ભારે છે, જરા ઉંચકીને ગોઠવવા લાગો તો મિયાં–' કહીને જયંત ઉઠ્યો અને એક મોટી ટ્રંક જેમાં એનાં જૂનાં પુસ્તકો રહેતાં હતાં તે ઉંચકાવવા લાગ્યો.

જેવો પેલો ગાડીવાળો નીચો નમ્યો તેવોજ જયંત સિંહ જેવી તરાપ મારીને તેને વળગી પડ્યો. 'મી. રેલે, મી. ગમરાટ આ રહ્યો તમારો માણસ. આ સદ્‌ગૃહસ્થ જેમલ પરબત–પેલા બેઉ જણાનો ખૂની, એમની સાથે તમારૂં ઓળખાણ કરાવવાની મ્હારી ફરજ છે.'

બેઉ જણા બાથંબાથા પર આવી ગયા. અમે ત્રણે જણ વચ્ચે પડ્યા, અને મહા મુશ્કેલીએ પાંચ મિનિટની ઝથડામણ પછી ગાડીવાળાના હાથ પગ બાંધવા શક્તિવાન થયા.

'મ્હારા પગ બાંધવાની જરૂર નથી. તમે મ્હને પેલા બે જણનું ખૂન કરવા માટે કેદ કરતા હો તો હરકત નહિ. હું નાસી જવાનો રજે ય પ્રયત્ન નહિ કરૂં, કારણ કે મ્હારી ફરજ મેં અદા કરી છે અને મેં એ બેઉને પૂરા કર્યા છે!'

બેઉ ઇન્સ્પેક્ટરોની નામરજી હતી છતાં જયંતે એના પગનું બંધન છોડી નાખ્યું અને એની જ ગાડીમાં એને બેઉ ઇન્સ્પેક્ટરો સાથે પોલિસ ચોકી પર મોકલાવી દીધો.

એકાએક જયંતે ખૂનીને શી રીતે પકડ્યો એ અમને કોયડા જેવું થઇ પડ્યું હતું તે સંબંધે મેં એને પૂછવા માંડ્યું, પણ એ તો કહે: 'નટવર! મ્હને તો ભૂખ લાગી છે, ચાલો પહેલાં પેટ પૂજા કરીએ પછી તારે જેટલું પૂછવું હોય તેટલું બેલાશક પૂછજે.'

× × × ×

'સાહેબ, તમે મ્હને ભલે ગુન્હેગાર ગણો, પણ તમારા જેવોજ હું નિર્દોષ છું. મેં મ્હારી ફરજ અદા કરી છે અને હવે મ્હને કોઇ વાતનો રજ પણ ડર નથી.' કેદી જેમલે, બીજે દિવસે અમે જ્યારે એની પાસે ગયા ત્યારે કહેવા માંડયું.

ઇન્સ્પેકટર ગગરાટ, રેથે, જમાદાર અને હું એટલા હાજર હતા.

'તું જે કહેશે તેનું સ્ટેટમેન્ટ કરી લેવામાં આવશે અને તેનો તારી વિરૂદ્ધ ઉપયોગ કરવામાં આવશે.' જમાદારે ચેતવણી આપી.

'મારી તપાસ ભાગ્યેજ થશે!'

'અરે વાહરે!' રેથેએ કહ્યું.

'તમને હસવું આવે છે ને નવાઇ લાગે છે! પણ ખરી વાત છે' પછી તેણે મ્હારા તરફ ફરીને કહ્યું: 'તમે ડૉકટર લાગો છો ખરું કે નહિ?'

મેં હા પાડી એટલે તેણે કહ્યું: 'જરા તમારો હાથ મારી છાતીપર મૂકી જોઇએ.' મેં તેમ કર્યું એટલે મારી આંગળી વચ્ચે તેની મોટી નસને નુકસાન થવાથી ગાંઠ બંધાઇ ગઇ હતી અને 'એન્યુરીઝમ' નામનો રોગ લાગુ પડ્યો હતો, એમ મ્હને જણાયું. કઇ વખતે એ ગાંઠ ફુટે અને એનું મૃત્યુ થાય એ ન કહી શકાય એવી વાત હતી. એનું લોહી ઘણુંજ ઉતાવળે ચાલતું હતું અને હૃદયના ધબકારા, જાણે હથોડાના ઘા દિવાલ પર પડતા હોય એ રીતે થતા સંભળાતા હતા.

'મ્હને 'એન્યુરીઝમ' નું દરદ થયું છે. હજી આઠજ દહાડા ઉપર ડૉ. દલાલ પાસે મ્હેં તપાસ કરાવી હતી, કઇ વખતે ગાંઠ ફાટશે એ નક્કી નથી પણ એનો વખત ઘણો નજીક આવતો જાય છે અને હું નથી ધારતો કે આ સદ્ગૃહસ્થોને મ્હારી જાહેર તપાસ કરવા, કરાવવા જેટલી કડાકૂટમાં ઉતરવું

પડે. મ્હારી કથની શરૂ કરતા પહેલાં પેલા જુવાન ગૃહસ્થને તેમની ચાલાકી બદલ મ્હારે ધન્યવાદ આપવો જોઇએ. કારણ કે જો એ ન હોત તો તમે ત્રણે જણને મહાપ્રસાદ જમાડીને હું ક્યાંનો ક્યાં પલાયન કરી ગયો હોત.' છેલ્લી વાત એણે જયંતની પ્રશંસા કરીને કહી હતી. પછી એણે પોતાનું બ્યાન શરૂ કર્યું:

'વર્ષો પહેલાં સજ્જનપુરના દરબારનું નામ એક ઉંચા દરજ્જાના રજપૂત તરિકે જાણીતું હતું. એના નામથી આકર્ષાઇને રણમલ નામનો એક ગરાસિયો પોતાની ન્હાની દીકરી વિજયાને લઇને રહેવા આવ્યો. પાંચ પંદર વર્ષમાં રણમલ સજ્જનપુરમાં બરાબર જામી ગયો અને તેની શાંટ એટલી જામી કે આખાએ તાલુકામાં એના જેવો પ્રમાણિક અને પૈસાદાર ભાગ્યે જ બીજો કોઇ હશે. એને આગળ પાડવામાં દરબાર સાહેબનો સંપૂર્ણ હાથ હતો તેની ના ન પાડી શકાય પણ વાત એમ બની કે એમાં દરબાર સાહેબનો કાંઇક સ્વાર્થ હતો,

'ધીરે ધીરે વિજયા ઉમ્મર લાયક થતી હતી. રણમલ બહુપત્નીત્વનો ચૂસ્તવિરોધી હતો અને તેનો વિચાર પોતાની દીકરીને કોઇપણ એવા વિષયલોલુપ્ત દરબારને પરણાવવાનો ન હતો.

'એ વખતે સજ્જનપુરથી થોડે દૂર મ્હારૂં ગામ આવેલું હતું. કાંઇ કામ પ્રસંગે બાપ દીકરીનું આવવું થયું અને નસીબ યોગે અમારો મેળાપ થયો.

'વિજયા અને હું એક બીજાથી અંજાયા અને એકાંત મળતાં એકબીજાને પરણવાના કોલ અપાયા. એના પિતા પાસે મ્હેં માગણી કરી અને તેઓએ તેનો સ્વીકાર કરવાની હા પાડી અને અમે આનંદમાં મહાલવા લાગ્યાં. પછી તો અમે ઘણી વખત મળતાં પણ લગ્નની તીથિ નક્કી થઇ ન હતી. લગ્ન ઠેલાવાનાં પણ કારણો હતાં. વિજયાના સૌંદર્યે દરબારસાહેબને આકર્ષ્યાં હતા અને રણમલ ઉપર ખાનગી દબાણ ઘણું થતું હતું.

'એક દિવસ દરબાર સાહેબ પોતે રણમલ પાસે આવ્યા અને વિજયા માટે માગું કર્યું: 'જુઓ રણમલ, તમે અહીં આવ્યા ત્યારે તમારી સ્થિતિ તદ્દન ખરાબ હતી, અહીં આવ્યા અને અમારી મહેરબાનીથી તમે આ સ્થિતિએ પહોંચ્યા. તમારી દીકરી વિજયા અહીંયાંજ પરણે એવો અમારો વિચાર છે. કાં તો તેને મ્હારા દીકરા શિવસિંહજી સાથે પરણાવો કે પછી મ્હારા ભાયાત રણધીર સાથે વરાવો. એ બે સિવાય ત્રીજે ઠેકાણે નહિ.'

'પેલા બન્નેને ચચ્ચાર પાંચ પાંચ સ્ત્રીઓ હતી છતાં આ નફ્ફટ માગણી કરતાં દરબારને જરાય વિચાર થતો ન હતો. રણ-મલસિંહ એ સાંભળી સમસમી ઉઠયો પણ ઠાકોરની સત્તા અજબ હતી. એ શું ન કરે તે કહેવાય એમ ન હતું. એટલે તેણે એકાદ મહિનાની મુદત માગી અને એ દરમીયાન મ્હને ખબર પહોંચાડી રાતોરાત ત્યાંથી નાસી જવાનો નિર્ણય કર્યો. મ્હને ખબર આપ-વામાં આવી અને હું જઉં તે પહેલાં તો ત્યાં કેટલાક બનાવ બની ગયા.

'બીજે દિવસે જ્યારે સવારમાં રણમલે આંખ ઉઘાડી ત્યારે તેની ઓઢવાની ચાદર ઉપર ટાંકણીથી એક ચીઠ્ઠી ચોઢેલી એઇ. તેમાં ફક્ત '૨૯' એટલું લખ્યું હતું. ઘણોયે બાપ્તો રાખ્યો છતાં દરરોજ એમ અકેકેક દિવસ ઓછો થવાની ચીઠ્ઠીઓ, અથવા ભીંત કે ઓરડાના લીંપણપરનાં લખાણો ચાલુ રહ્યાં. એના ભયની સીમા ન રહી. છતાં એક રાતે અમે નાસી છૂટ્યાં અને બે દિવસના સખત પરિશ્રમ પછી ઘાટા જંગલોમાં ભરાઇ ગયાં. અમે ત્રણે જણ ખૂબ થાકી ગયાં હતાં. પાણીની તરસ લાગી હતી. એટલે એ બેઉને બેસાડીને હું પાણી લેવા ગયો. ઘણું રખડયા પછી પાણી મળ્યું પણ પાછા ફરતાં રસ્તો ભૂલ્યો એટલે એ લોકોને જ્યાં બેસાડયાં હતાં તે શોધી કાઢતાં મ્હારા ખાસ્સા

ગણુ કલાક નીકળી ગયાં. ત્યાં આવીને જોઉં છું તો મ્હારી આજાયબી વચ્ચે કોઇ હતું જ નહિ.

'આડું અવળું ઘણુએ જોયું પણ પત્તોજ ન મળ્યો. જરા આગળ ચાલ્યો ત્યાં ધગધગતા અંગારા પડેલા દીઠા. પાસેના ઝાડ પર ચીઠ્ઠી ચોઢી હતી તેમાં લખ્યું હતું કે 'રણમલસિંહ રાઠોડનું મરણ નિપજ્યું છે. મીતિ ફાગણ વદી ૮ સંવત ૧૯—' એ જોઇને હું તો સમસમી ગયો. શત્રુઓએ અમારી પૂઠ પકડી હતી અને બરાબર વખતે આવીને રણમલને મારી નાખ્યો હતો.

'વિજયાનું શું થયું એ મ્હને વિચાર થઈ પડ્યો અને હું મ્હારાથી બને તેટલી ઝડપે ભૂખ કે તરસ, થાક કે ત્રાસની જરાયે દરકાર કર્યા સિવાય સજ્જનપુર જવા નીકળ્યો. હું ત્યાં પહોંચ્યું તે પહેલાં વિજયાનાં લગ્ન કુમાર શ્રી શિવસિંહજી સાથે થઇ ગયાં હતાં. મ્હને ખબર મળ્યા મુજબ રણમલની પૂઠ શિવસિંહજી અને રણધીરસિંહે લીધી હતી અને રણધીરે એને માર્યો હતો. વિજયાની સખત નામરજી છતાં થયેલાં આ લગ્નથી એનું શરીર નખાઇ ગયું હતું. કોઇ જગ્યાએ કાંઇ પરાણે પ્રેમ ઓછો જ થાય છે? વિજયા પદર દિવસમાં મરણ પામી. એના મરણની ખબર સાંભળી ઉલટો હું ખુશી થયો. એના શબ પાસે બીજાઓ જ્યારે ગડમથલમાં હતા ત્યારે હું દોડી ગયો અને એના કપોળ પ્રદેશ પર છેલ્લું ચુંબન લઇ, પેલો ચંદનહાર કાઢી લીધો. મ્હારા પ્રતિસ્પર્ધિના એક પણ સ્મારક સિવાય એ બળે એવી મ્હારી ઇચ્છા હતી. બને તેટલી ઝડપે હું ત્યાંથી નાસી છૂટયો. તે પછી મ્હેં પ્રતિજ્ઞા કરી કે કોઇ પણ પ્રયત્ને મ્હારે એ નરાધમોને ઘટતી સજા કરવી. કાયદો મ્હેં હાથમાં લીધો અને એમની પૂઠ પકડી. એ લોકોએ એક વખત મ્હને કેદમાં નખાવ્યો અને ખાસ્સાં પાંચ વર્ષ સુધી જેલમાં સબડાવ્યો. ત્યાંથી છૂટ્યા પછી પણ મ્હેં મ્હારી તપાસ ચાલુ રાખી. છેવટે અમારો મુંબાઇમાં ભેટો થઇ ગયો.

કમનસીબે મ્હારી પાસે પૈસા ખૂટયા એટલે એક વિકટોરિઆવાળાને ત્યાં મ્હેં ભાડે વિકટોરિયા ફેરવવાનું નક્કી કર્યું. એ રીતે મ્હને થોડા ઘણા પૈસા મળતા ને મ્હારૂં કામ થતું. છેવટે એ બન્નેના રહેઠાણનો મ્હેં પત્તો પણ મેળવ્યો અને તેઓ સાથે સાથે ક્યાં જતા તે પણ ભાળ કાઢી. ઘણા દિવસ મ્હેં ધીરજ રાખી પણ મ્હારૂં આ દરદ વધતુ હતુ એટલે જેમ બને તેમ જલદીથી આ વેર વસુલ કરવાનો મ્હેં નિશ્ચય કર્યો-મ્હને એ તક પણ મળી. એક વખત એ લોકો સ્ટેશને સામાન લઇને ગયા અને ગાડી ચૂકયા. પછી શિવસિંહજી પાછા ગીરગામ જવા ઉપડ્યા. મેં તેનો પીછો લીધો. એ પીધેલો હતો અને ગીરગામમાં એ જ્યાં રહેતો હતો ત્યાં જઇને એણે કંઇક ધમાલ કરી. છેવટે કોઇ ગૃહસ્થ એને ફટકાવતો હતો એટલે એ નાઠો. તેણે મ્હારી વિકટોરિયા જોઇ, તે ભાડે કરી અને મ્હને માધવા-શ્રમમાં લઇ જવાનું કહ્યું. મોડું થાય અને એ પાછો ન ફરે તો માધવાશ્રમમાં જવું એવી એણે રણધીરને સૂચના કરી હતી અને તે ઉપરથી એ ત્યાં જવા ઇચ્છતો હતો એમ મેં અનુમાન કર્યું. એણે ખૂબ દારૂ ઢીંચ્યો હતો એટલે મ્હને ઓળખી શકે એમ ન હતું. હવે તે મ્હારા કબજામાં હતો અને એને ક્યાં લઇ જવો એ વિચારમાં હું પડ્યો. થોડા દહાડા પર મી. બ્હેરામજી,–હાઉસ એજંટનો એક માણસ મારી ગાડીમાં બેસીને મેનામહાલે કોઇને બતાવવા ગયો હતો અને ભૂલમાં ચાવી ગાડીમાં વિસરી ગયો હતો. તેથી હું ગાડીને ગામદેવી લઇ ગયો અને મેનામહાલ આગળ ઉભી રાખી શિવસિંહજીને અંદર લઇ ગયો. એણે અંદર આવતાં પૂછ્યું: 'અંધારૂં કેમ છે?' મેં કહ્યું 'હમણાં દીવો લાવું છું.' એમ કહી મીણબત્તી સળગાવી. અંદરથી બારણું બંધ કર્યું અને મીણબત્તી મ્હારા મ્હોં પાસે ધરી અને મ્હેં પૂછ્યું:' 'શિવસિંહજી! મ્હને ઓળખો છો?'

તેણે મ્હારા મ્હોં સામે જોયું અને ગભરાઇ ગયો. મ્હેં એને કહ્યું: 'એમ ગભરાવાની ને બૂમ મારવાની કાંઇ જરૂર નથી. વિજયા સાથે તેણે કેવું ઘાતકી અને અમાનુષી વર્તન ચલાવ્યું હતું તેની મ્હેં યાદ કરાવી અને કહ્યું કે: 'આ બે ગોળીમાંથી એક તું લે અને બીજી હું લઇશ. પ્રભુને આપણો ન્યાય કરવા દે, એ ગોળીઓ મેં 'આલ્કલૉઇડ' નામના તિવ્ર ઝેરની બનાવી હતી. એક ડબ્બીમાં બે ગોળી હતીઃ એક તદ્દન સાદી અને બીજી ઝેરવાળી. એણે આનાકાની કરી એટલે મ્હેં એના મ્હોંમાં એક ગોળી મૂકી દીધી ને બીજી મ્હેં ખાધી. તરત જ એ મરણ પામ્યો. મ્હેં એના મ્હોં સામે પેલો ચંદનહાર ધર્યો. એમ ધારીને કે વિજયા સાથે ચલાવેલા વર્તનની એને મરતાં યે યાદ રહે. પછી તો મ્હારૂં દરદ જરા ફટક્યું. નાકમાંથી ધધડાવી-ને લોહી નીકળવા લાગ્યું. મ્હને એક તુક્કો યાદ આવ્યો એટલે મ્હારા જ લોહીથી મેં ભીંત ઉપર 'શાંત' એમ લખ્યું અને બહાર નીકળી મ્હારી ગાડી હંકારી ગયો. જરા દૂર ગયા પછી મ્હને ખબર પડી કે પેલો ચંદનહાર હું ભૂલી ગયો હતો એટલે બાજુની ગલી-વાચ્છાગાંધી રોડ પર ગાડી ઉભી રાખી પગપાળો જ તે લેવા ગયો પણ હું ત્યાં પહોંચું તે પહેલાં જ પોલિસની ત્યાં પધરામણી થઇ ગઇ હતી એટલે છાકટા થવાનો ઢોંગ કરીને પડ્યો. નહિતર તે વખતે જ પકડાઇ જાત. જમાદારે જવા દીધો એટલે લથડીયાં ખાતો ખાતો હું નાસી છૂટ્યો.

'માધવાશ્રમમાંથી રણધીર બિલકુલ બહાર નીકળતો નહિ પણ એના ઓરડાની બારી કઇ બાજુ પડતી હતી તે મ્હેં જોઇ રાખ્યું હતું એટલે હું સવારના ત્યાં પહોંચી ગયો અને બારીએ થઇને એના ઓરડામાં ઘુસ્યો. એને પણ મ્હેં પેલી ગોળીઓ બતાવી ને એક ખાવાની વાત કરી, પણ એ તો ભડક્યો ને મ્હને મારવા લાગ્યો એટલે મ્હારા બચાવને ખાતર મ્હેં

એના પેટમાં ખંજર ભોંકી દીધું અને એ તરફડતો પથારીમાં પડ્યો. મ્હેં મ્હારા હાથ ધોયા અને ઉતરીને નાઠો. પેલી ડબ્બી ત્યાં જ પડી રહી. મ્હારી પાસે ફક્ત બીજ ડબ્બી હતી અને તે બન્નેનો મ્હારે ઇશ્વરના ન્યાય પર ભરોસો રાખી ઉપયોગ કરવાનો હતો. મ્હારે ભાગે ઝેર આવ્યું હોત તો હું ખુશીથી મરણ પામત. મ્હારૂં કામ પૂરૂં થયું અને હું જરા પણ ડર સિવાય ફરવા લાગ્યો. મ્હારી નવાઇ વચ્ચે કાલે સવારે પેલા છોકરાએ મ્હને બોલાવ્યો ને હું ગાડી લઇને પ્રિન્સેસ સ્ટ્રીટમાં ગયો તો આ સાહેબે મ્હને પકડ્યો.'

એ વાત કરતો હતો એટલામાં જયંત આવી ગયો હતો તેથી છેલ્લું વાક્ય એ જયંતને બતાવતાં બોલ્યો.

આટલી વાત કરતાં કરતાં તેણે ત્રણ ચાર વાર પાણી પીધું.

'એક ખુલાસો રહી ગયો' જયંતે કહ્યું 'પેલી ડોસી કોણ હતી ?'

'બીજા કોઇ નિર્દોષને ફસાવવાનો મ્હારો ઇરાદો નથી. પણ એટલું કહેવું જોઇએ કે તે મ્હારો એક મિત્ર હતો અને તેણે માથે લીધેલું કામ સંપૂર્ણ ફતેહમંદીથી પાર પાડ્યું હતું.'

'એમાં તો જરાય શક નહિ' જયંતે કહ્યું.

× × × ×

'નટવર, હું એને કઇ રીતે પકડી શક્યો અને એણે જ ખૂન કર્યું હતું એ નિર્ણયપર શાથી આવ્યો એ તને નવાઇ જેવું લાગે છે! પણ એવું કાંઇ જ નથી.' જયંતે કહ્યું.

'એમ તે હોય!' મ્હેં કહ્યું 'આવી અસાધારણ બુદ્ધિ શક્તિની વાતને તદ્દન સાદી ને સરળ કેમ કહી શકાય!'

'દાખલા તરિકે તમે એક વિદ્યાર્થીને દાખલો આપો અને જવાબ આપો. પછીથી તેને ગણવાની રીત અને બીજી રકમો આપો એટલે સહેજે હિસાબ કરી કાઢશે તેજ મુજબ સાદી

સમજ શક્તિથી પણ આ કામ થઇ શકે એવું હતું.

'દાખલાના જવાબની માફક જ આમાં આપણી નજર આગળ પરિણામ હતું. દરબાર શ્રી શિવસિંહજીનું ખૂન કરવામાં આવ્યું હતું અને તે પણ વિચિત્ર રીતે ખૂન કરવાનો હેતુ ઘણું ખરૂં જર, જમીન ને જોરૂ હોય છે. આમાંય ત્રીજું કારણ હતું, કારણ કે ખૂનીએ પૈસા ટકાને જરાયે હાથ લગાડ્યો ન હતો. મરનારનું મ્હોડું કોઇ ભયંકર દેખાવ કે ચિતાર મરતી વખતે તેની નજર આગળ પડ્યો હોવાની સાક્ષી પુરતું હતું અને તેના અંગ ઉપરજ સ્ત્રીઓને પહેરવાનો ચંદનહાર અને એની પોતાની જ યુવાન અવસ્થાના ફોટાવાળું લૉકેટ પડ્યું હતું. એ બતાવી આપતું હતું કે આ ખૂન દરબારશ્રીની પોતાની પત્નીની તકરાર અને પ્રેમને લીધે થયું હતું. એ ઘરેણું એને મરતી વખતે બતાવવામાં આવેલું એટલે એ બાઇ પણ મરી ગઇ હોવી જોઇએ. એના બીજા સ્નેહીએ દરબારનું ખૂન કર્યું હોવું જોઇએ. પેલો તાર મ્હેં કર્યો હતો તે તો તને યાદ હશે?'

'જરૂર'

'તેનો જવાબ મ્હને તરતજ મળેલો અને દરબાર શિવસિંહજીના વિજયા સાથેના લગ્નની સંપૂર્ણ વિગત મ્હને મળી હતી. જેમલ પરબતનું નામ પણ મ્હને તે વખતેજ મળેલું. હવે ખૂન ઝેર આપીને કરવામાં આવ્યું હતું, કારણ કે મરનારના શરીર પર બીજું જરાપણ નિશાન ન હતું. એના હોઠ ઉઘાડતાં એમાંથી જરાક બદબો આવતી હતી એટલે એ ઝેર એના મ્હોંમાં બળજબરીથી દાખલ કરવામાં આવ્યું હોવું જોઇએ, અને એ રીતે અપાયલા ઝેરની અસર પણ ઘણીજ તિવ્ર અને તાત્કાલિક થઇ હોવી જોઇએ. હવે એના જેવા માણસને મારતી વખતે કોઇ સાથીદારને પાસે ન રાખતાં, ખૂનીએ જાતેજ એકલા એ અકામ બતાવી નાખ્યું હતું અને તે પોતેજ ગાડી હાંકી લાવ્યો હતો.

એ ગાડી ભાડાની વિક્ટોરિયા હતી એમ હું પહેલાં કહી ગયો હતો એટલે પછી મ્હારે જેમલ પરબતની તપાસ ગાડીવાળાઓમાં કરવાની હતી. એ કામ હું જાતે કરવા જાઉં તો, દિવસોના દિવસો ગાળ્યા છતાં પત્તો ન લાગે એટલે પેલા અબ્દુલને સોંપ્યું હતું. અબ્દુલ અને એના મિત્રો રખડેલ હોવાથી એ કામ સારી રીતે બજાવી શકે એમ હતું. તેણે એ બરાબર બજાવ્યું તે તો તમે નજરે જોયું છે. ખૂનીએ મુંબાઇમાં આ લોકોની પૂઠ પકડવા માટે ગાડીવાળાનો ધંધો અખત્યાર કર્યો હોય તો નવાઇ જેવું ન હતું એટલે આ બધાં અનુમાનોની પરંપરાથી મ્હેં મ્હારૂં કામ ચલાવ્યું અને તું જાણે છે કે મ્હારાં અનુમાનો ભાગ્યેજ ખોટાં કે ઉંધાં હોય છે.

'રણધીરસિંહ જાડેજાનું ખૂન થયા પછી એના ખંડમાંથી ગોળીઓની ડાબલી મળી ત્યારે મ્હેં છેલ્લી કડી જડી એવું કહેલું યાદ હશે. મ્હેં ધાર્યું હતું કે આમાં ઝેરનો ઉપયોગ થયો હોવોજ જોઇએ. હવે દરબારના ખૂન વખતે જે લોહી આજુ બાજુ પડ્યું હતું તે ખૂનીનુંજ હોવું જોઇએ, કારણ કે એ બે સિવાય ત્રીજું કોઇ ત્યાં આવ્યુંજ ન હતું, એટલે પછી એ લોહી બેમાંથી એક જણનું હોવુંજ જોઇએ. મરનારને જરાય જખમ થયો ન હતો એટલે ખૂનીના શરીરમાંથી જ એ લોહી વહ્યું હોવું જોઇએ. એટલું બધું લોહી જરા પણ ઇજા કર્યા સિવાય ક્યાંથી વહે? નાકમાંથીજ, નસ્કોરી ફૂટીને, એ સિવાય બીજું અનુમાન થઇ શકે જ નહિ અને અલબત્ત તે ખરૂં હતું એ જેમલની વાત પરથી સાબીત થાય છે. આ બધાં કારણો અને અનુમાનોથી સાદી સમજણનો ઉપયોગ કરીને મ્હેં એને પકડવામાં કાંઇ મોટો મોર માર્યો નથી.'

'વાત ખરી પણ એવી સાદી સમજનો ઉપયોગ જ જ્યાં ન થતો હોય ત્યાં તો નવાઇજ ગણાય ને!'

'જે કહે તે ખરૂં !'

બીજે દિવસે અમને ખબર પડી કે, ઘોરી નસની ગાંઠ ફાટવાથી જેમલ પરબતનું સવારના ૭ વાગે મરણ નીપજ્યું હતું. એ કેસ જો જાહેરમાં છણાયો હોત તો જયંતને સારી કીર્તિ પ્રાપ્ત થાત પણ હમણાં તો છાપાઓએ એને માટે જે થોડાં વખાણ કર્યાં હતાં તેટલાથીજ મ્હારે સંતોષ માનવાનો હતો.

આ રીતે જયંતના સાથીદાર બનવાનો સુયોગ્ય મ્હને પ્રાપ્ત થયો અને વખતના વહેવા સાથે એનાં પરાક્રમોમાં મ્હેં ભાગ લેવા માંડ્યો.



# ચંદ્રકલા

‘ન્યૂટવર, હવે ગયા સિવાય છૂટકો નથી.’ સવારના અમે ચહા પીતા હતા ત્યારે જયંતે ડોકું હલાવતાં કહ્યું.

‘ક્યાં ગયા સિવાય?’

‘પૂના—’

મ્હને નવાઈ લાગી કારણ કે આ કેસ એણે હાથ ધર્યો હોવાનો મ્હને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. ચહા પીધા પહેલાં કેટલીય વખત એણે આરામ ખુરસી પર પડ્યા પડ્યા વિચાર કરવામાં ગાળ્યો હતો. તે શાન્ત ચિત્તે શાના વિચાર કરતો હતો તેની મ્હને ખબર હતી. એકે એક છાપું એની પાસે પડયું હતું પણ ઉપર ઉપરથી નજર નાખીને તેણે તે બધાંને એક બાજુ ફેંક્યાં હતાં, ‘કર્ઝન કપ’ની શરતમાં જીતી જશે એવી જેને માટે લોકો સૌએ સો ટકા ખાત્રી રાખતા હતા તે ચંદ્રકલા નામની ઘોડી ગુમ થઈ ગઈ હતી અને તેના ‘ટ્રેનર’નું ખૂન

થયું હતું.

'મ્હને સાથે આવવાને હરકત નથી.' મ્હેં ઉમેર્યું.

'મ્હોટી મહેરબાની. તું સાથે હઇશ તો આનંદ આવશે. જરા સાથે પેલું તારૂ દૂરબીન લઇ લેજેને.'

થોડીવારે અમે તૈયાર થયા અને પૂના જવા નીકળ્યા. બીજા વર્ગના ડબામાં ઘણી ઓછી ભીડ હતી. અમને એક આખુ ખાનુ મળ્યું હતું. ઘાટકોપર છોડયું એટલે અમે વાત શરૂ કરી.

'ગાડી હમણાં સાડત્રીસ માઇલની ઝડપે ચાલે છે.' એણે ઘડિયાળ જોઇને કહ્યું.

'માઇલના પથરા જોયા ?'

'નારે ! પણ એટલું તો તારના થાંભલા જોઇ કહી શકાય. એ વચ્ચેનું અંતર સાઠ વાર છે એટલે એ ઉપરથી ઝડપનો હિસાબ કાઢી શકાય. તેં ચંદ્રકલા અને તેના ટ્રેનર સમરસેનની વાત છાપામાં વાંચી છે ને ?'

'ટાઇમ્સ અને ક્રોનીકલમાં વાંચી ગયો છું.'

'એમાં જરા અક્કલ ચલાવવા જેવું કામ છે. એ આખુ કામ એવું નવાઇ ભર્યું અને કાળજીપૂર્વક કરાયું છે કે એમાં છાપાંવાળાથી ઝાઝો ચંચુપાત થાય એમ નથી. આમ છે એટલે વસ્તુસ્થિતિ શી છે તે આપણે જોઇ જઇએ અને તેના પરથી કયા અનુમાન પર આવી શકાય એનો વિચાર કરીએ તો ઠીક. શનિવારે રાત્રે મ્હને બે તાર તળ્યા. એક એના માલિક સર મથુરાદાસ તરફથી અને બીજો ઇન્સ્પેકટર રેલેનો.

'શનિવારે સાંજે !' હું બોલી ઉઠયો. 'અને આજે સોમવાર થયો. કાલનો આખો દિવસ શા માટે જવા દીધો ?'

'મૂર્ખાઇ ! બીજું શું નટવર ! તેં કરેલાં મારાં વર્ણનો વાંચનાર એમ જ માને ! પણ એમ નથી. મ્હેં જાણ્યું કે ઘોડી આડી અવળી કંઇ ગઇ હશે તે જડશે. એ કાંઇ નાનું સરખુ

ચેટુ નથી કે છૂપાવીને લઇ જવાય! અને ઇન્સ્પેક્ટર રેવે જેવા ચબરાક માણસ જ્યારે કામ કરે છે ત્યારે સારૂ પરિણામ આવશે એમ મ્હેં ધાર્યું હતું. એણે વીકાજી વેંજુ નામના એક જણને પકડ્યા સિવાય બીજું કાંઇ કર્યું નથી એટલે આજે આપણે ઉપડીએ છીએ.'

'તેં કાંઇ અભિપ્રાય બાંધ્યો ?'

'કડીઓ બેસાડવા પ્રયત્ન કર્યો—માત્ર પ્રયત્ન જ. તને પણ કહી બઉં—તારી સલાહ પણ નિરૂપયોગી નહિ જાય.'

અમે બેઉ સ્વસ્થ થયા. એક વિગતો કહેવાને ને બીજો સાંભળવાને.

'ચંદ્રકલા એ આઇસોનોમી જાતની બહુ જ પાણીદાર ઘોડી હોઇ એના પૂર્વજો જેટલી જ પ્રખ્યાત છે. એને પાંચમું વર્ષ જાય છે, અને ટર્ફ કલબ તરફથી એણે પુષ્કળ ઇનામો જીતી સર મથરાદાસની પ્રીતિ મેળવી છે. લોકો વાતો કરે છે કે સર સાહેબને એના પર જેટલું વહાલ છે એટલું એમની પત્ની પર પણ ભાગ્યે જ હશે, પણ એની સાથે આપણને સંબંધ નથી. કર્ઝન કપ એ જીતી જશે એવી લોકોની પાકી માન્યતા હતી અને તેના પર પુષ્કળ 'બેટીંગ' થવાની સંપૂર્ણ વકી હતી. શરતના શોખીનોની એ માનીતી હતી અને એના પર રોકેલાં નાણાં કદીએ નકામાં નથી જતાં એવો એમનો અનુભવ હતો. એટલે એમ પણ હોય કે કેટલાક વિરોધીઓને એ ઘોડી આવતા શનિવારે થનારી પહેલી શરતમાં ન દોડે તો ટાઢક વળે.

'એવો વહેમ પર્વતીમાં કે જ્યાં એનો તબેલો હતો ત્યાં હતો અને એના માટે સંપૂર્ણ કાળજી રાખવામાં આવતી હતી. એનો ટ્રેનર સમરસેન પહેલાં 'જોકી' હતો અને સર સાહેબને ત્યાં પાંચ વર્ષ 'જોકી' તરિકે અને પાછળથી એનું શરીર ભારે

થઇ જવાથી 'ટ્રેનર' તરિકે સાત વરસ થયાં કામ કરતો હતો; અને ખંતી, મહેનતુ તેમજ પ્રમાણિક હતો. એના હાથ નીચે બીજા ત્રણ છોકરા અને એક બાઇ હતી અને એને ચાર ઘોડાની ચાકરી કરવાની હતી. આ છોકરામાંથી એક જણ વારા ફરતી દરરોજ આખી રાત પહેરો ભરતો. ત્રણે જણની ચાલચલકત સારી હતી. સમરસેન એની સ્ત્રી સાથે તબેલાથી બસો એક વાર છેટે આવેલા નાના સરખા બંગલામાં રહેતો. એને છૈયાં છોકરાં હતાં નહિ એટલે એક ચાકરડી જેને સર સાહેબ તરફથી પગાર આપવામાં આવતો હતો તેનાથી એનું કામ નભ્યે જતું. એની આજુબાજુનો પ્રદેશ ડુંગરાળ હતો અને ઝાઝી વસ્તી ન હતી. ઉત્તર તરફ પૂના શહેર આવ્યું હતું અને પશ્ચિમે થોડે દૂર વીરરાવ નામના એક દક્ષિણી ગૃહસ્થે વસાવેલું વીરપુર નામનું નાનું ગામડું અને તેનાથી ઉત્તર પૂર્વે ખડકી ગામ આવેલાં હતાં. ખડકીમાં સરદાર રેઝાખાનનો તબેલો છે અને તેની વ્યવસ્થા એના એક પ્રિય પાત્ર અહમદખાનના હાથમાં છે. એ સિવાય બીજી બાજુએ ઝાઝી વસ્તી નથી. પર્વતી અને વીરપુરની વચ્ચે મેદાન છે અને કોઇ કોઇ વાર રખડતા—ભરવાડો ને માવલા ત્યાં આવે છે અને બે પાંચ દિવસ રોકાઇ એમનાં ટોળાં આગળ વધે છે.

'તે સાંજે ઘોડીને હંમેશ મુજબ કસરત કરાવવામાં આવી હતી અને પાણી પાવામાં આવ્યું હતું. રાત્રે નવ વાગે તબેલો બંધ કરવામાં આવ્યો હતો. બે છોકરાઓ સમર-સેનને ત્યાં જઈ જમી આવ્યા હતા. ત્રીજો—જેની રાતના ચોકી કરવાની પાળી હતી તેને માટે કામ કરનારી બાઇ ખાવાનું લઇ ગઇ હતી. પેલા છોકરાનું નામ ઘોંડુ છે અને બાઇનું નામ ચેસુબાઇ છે. બાઇ પોતાની સાથે ફાનસ લઇ ગઇ હતી કારણ કે એ રાતે વાદળાં હતાં અને અંધારું વધારે હતું.

'ચેસુબાઇ તબેલાથી વીસેક વાર છેટે હશે એવામાં જરા ઇસ્કી જેવો દેખાતો એક જણુ એની પાસે આવ્યો. એણે કાળા આલ્પાકાનો કોટ તથા મખમલની ટોપી પહેર્યાં હતાં અને હાથમાં ગુલાબી રંગનો રેશમી રૂમાલ હતો. તેની ઉમર આશરે વીસેક વર્ષ ઉપર હશે.

'હું ભૂલો પડ્યો છું–પૂનાનો રસ્તો બતાવશો? આ કઇ જગ્યા છે?'

'તમે પર્વતીવાળા તબેલા નજીક આવી પહોંચ્યા છો અને પૂનાનો રસ્તો પેલા ઝાડ પાસે થઇને જાય છે.'

'એમ? શું બુલન્દ નસીબ છે.!' એ બોલ્યો. 'હું ધારૂં છું કે આખી રાત એક પોરિયો અહીં સૂઇ જાય છે ખરૂં ને? તમે એને વાસ્તે ભાત લઇ જતાં હશો, તો પછી તમને નવાં લુગડાં મળે તો રાજી થાવ ખરાં? લો ને આ પેલા પોરિયાને આપજો.'

એની વાતથી બાઇ ગભરાઇને દોડી. તબેલામાં જઇને છોકરાને ભાત આપી વાત કહેવા લાગી ત્યાં તો પેલો આવી પહોંચ્યો અને બોલ્યો:

'કેમ બા! પૈસા કમાવા નથી ગમતા? જરા રતિ જેટલી તારી સાથે વાત કરવી છે' એમ કહીને એણે ખીસ્સામાંથી કાગળીઆનો ચોડો કાઢ્યો.

'તમારે અહીં શું કામ છે?' પોરિયાએ તેને દમ ભીડાવતાં પૂછ્યું.

'તારા લાભની વાત છે બાવા. જોને કર્ઝન કપમાં તારી બે ઘોડી–ચંદ્રકલા અને શ્રીતારા દોડવાની છે. મ્હને ટીપ આપીશ તો તને નુકશાન નહિ જાય. તારા શેઠ પણ આમાંના એક પર 'બેટ' કરવાના હશે.'

'એમ! તને એ સમાચાર કોણે દીધા?' છોકરાએ કહ્યું.

'તારા જેવાઓ માટે અમે અહીં કૂતરો પાળ્યો છે. બ જતો હોય તો સીધો સીધો નહિ તો કૂતરો જ છોડવો પડશે.' તે ઉઠ્યો અને કૂતરાને છૂટો કરી જેવો બહાર આવે છે તેવો જ પેલો નાસી છૂટ્યો હતો અને તેનો પત્તોય ન હતો.

'હજુર,' મ્હેં કહ્યું 'છોકરો કૂતરાને લઇને બહાર ગયો ત્યારે એણે તબેલાને તાળુ દીધુ હતું?'

'શાબાશ નટવર! તું પણ ઠીક ભેજું ચલાવે છે! હાજી. એણે તાળુ લગાવ્યું હતું અને એ જાણવા ખાતર તો મ્હેં પુનઃ તાર કર્યો હતો. પેલી બારી એટલી મોટી ન હતી કે તેમાં થઇને માણસ અંદર જઇ શકે.

'ઘોડુ બીજા છોકરાઓ આવે ત્યાં સુધી થોભ્યો. પેસુબાઇ તો નાસી ગઇ હતી એટલે પેલા જમીને આવ્યા ત્યારે તેમની સાથે એણે સમરસેનને આ સમાચાર પહોંચાડ્યા. કારેલાનું શાક એને બહુ ભાવતુ હતું એટલે તે એને પુરતા પ્રમાણમાં મોકલવામાં આવ્યું હતું. સમરસેન આ સમાચાર સાંભળી ચીઢાઇ ગયો પણ કાંઇ તપાસ કરવા ત્યાં આવ્યો નહિ, છતાં એની એના પેટમાં ચિંતા રહ્યા કરી અને પાછલી રાતના વહેલો ઉઠ્યો ને તબેલા તરફ જવા નીકળ્યો. એની સ્ત્રીએ એને વરસતામાં—કારણ કે રાતના ખુબ વરસાદ પડ્યો હતો.—જવા ના પાડી પણ એનું સાંભળ્યા સિવાય તે ઘર બહાર નીકળ્યો.

'એની સ્ત્રી વિમળા સવારે સાત વાગે ઉઠી અને જોયું તો સમરસેન હજી પાછો ફર્યો ન હતો. તે તરત જ તબેલામાં ગઇ અને તપાસ કરી તો ઘોડુ ઊંઘતો હતો અને તબેલાનાં બારણાં ઉઘાડાં હતાં. ચંદ્રકલા તથા સમરસેનનો પત્તો ન હતો.

'પેલા બે પોરિયા પણ બેડેના ઓરડામાં સુતા હતા. તેમને વિમળાએ જગાડ્યા અને ત્રણેએ મળીને ઘોડુને જગાડવા પ્રયત્ન કર્યો પણ ઘોડુ ઉઠ્યો નહિ એટલે એમના પેટમાં ફાળ પડી.

અને ચંદ્રકલા તથા સમરસેનની તપાસ કરવા દોડ્યા. પહેલાં તો એમણે માન્યું કે સમરસેન ચંદ્રકલાને બહાર ફેરવતો હશે અને હમણાં લઇ આવશે પણ ધીરજ નહિ રહેવાથી તેમણે તપાસ શરૂ કરી.

'વીરપુર તરફ અર્ધેક રસ્તે એક ઝાડ પરથી સમરસેનનો કોટ મળ્યો અને એનાથી થોડે દૂર એક નાળામાંથી એનું મુડદુ જડી આવ્યું. ચંદ્રકલાનો પત્તો ન હતો. સમરસેનના કપાળમાં કોઇ અજાણ્યુત હથિયાર વતી સખત ફટકો પડ્યો હતો અને એની જાંઘમાં એક મોટો ચીરો પડ્યો હતો જે કોઇ ધારદાર હથિયારથી કર્યો હોય એમ લાગતું હતું. ધાડપાડુઓ સાથે સમરસેન હિંમતથી લડ્યો હોય એમ એના હાથમાંના ધારદાર ચપ્પુપરના લોહી ઉપરથી જણાઇ આવતું હતું. હાથા સુધી ચપ્પાનું આખુ પાનુ લોહીથી ખરડાયલુ હતું અને એના હાથમાં ધાડપાડુનો રૂમાલ હતો. રૂમાલ રેશમી હોઇ એનો રંગ ગુલાબી હતો; અને તે આગલી સાંજે આવનાર પેલા અજાણ્યાની માલિકીનો હતો એમ પેસુબાઇનું કહેવું હતું. પેસુબાઇએ એની પાસે તે જોયો હતો.

'મોડું પણ જ્યારે ઘેનમાંથી જાગ્યો ત્યારે રૂમાલની વાતની સાક્ષી આપતો હતો. એની ખાત્રી હતી કે જ્યારે એ કુતરાને છોડવા ઉઠ્યો ત્યારે એ અજાણ્યા માણસે બારીમાં ડોકું ઘાલીને એના શાકમાં કંઇ ભેળવ્યું હતું, અને તબેલાને ચોકીદાર વગરનો કરી દીધો હતો.

'ચંદ્રકલાનાં પુષ્કળ પગલાં નાળાની બાજુએ પડ્યાં હતાં અને તે પુરવાર કરતાં હતાં કે ચંદ્રકલા ઝપાઝપી વખતે ત્યાં હાજર હતી. પણ તે પછી એ જડી નથી. એને પકડી લાવનારને મોટી રકમનું ઇનામ આપવાનું સરસાહેબે જાહેર કર્યું છે તો પણ હજુ એનો પત્તો નથી. વીરપુરના માવળા એનો પત્તો મેળવવા ખૂબ રખડ્યા પણ એની જરાય ભાળ એમને

મળી નથી. ઘોડુએ ખાતાં ખાતાં રહેવા દીધેલું કારેલાંનું શાક પૃથક્કરણ કરવા મોકલાવ્યું હતું. તેના પરિણામ પરથી જણાય છે કે એમાં અફીણના મિશ્રણવાળી ભૂકી ભેળવવામાં આવી હતી. એજ શાક બીજા બે છોકરાઓએ ઘેર ખાધુ હતુ અને એમને એવી કાંઇ અસર થઇ ન હતી.

'આ એ કેસની વિગતો છે અને બહુ ખરાબ રીતે તે પ્રકટ થયેલી છે. હવે પોલિસે શું કર્યું છે તે કહી જાઉં.

'ઇન્સ્પેકટર રેલે જે આ કેસમાં કામ કરે છે તે એક હોશિયાર અમલદાર છે પણ એનામાં કલ્પનાશક્તિની ખામી છે. એ એક જ શક્તિ એનામાં હોત તો એ ઘણો આગળ વધી ગયો હોત. એ આવ્યો કે તરતજ એણે પેલા અજાણ્યાનો પત્તો મેળવ્યો અને તેને પકડ્યો. એનું નામ વિકાજી વેંજુ છે અને મૂળ સારા કુટુંબનો છોકરો છે પણ ખરાબ સોબત અને જુગારની લતથી બગડી ગયો છે. એ હજી બુકમેકર તરિકે કામ કરે છે અને એની ડાયરી પરથી જણાય છે કે એની પાસે ચંદ્રકલાપર આશરે પચાશ હજારની બેટિંગ હતી.

'પકડાતાં વેંતજ એણે પર્વતીના તબેલાની મુલાકાતની વાત કબૂલ કરી અને ત્યાં જવાનું કારણ ત્યાંના ઘોડાને લગતી છૂપી હકીકત મેળવવા પુરતુજ હતું એમ એણે જણાવ્યું. એનો વિચાર ખડકી જઇને 'ડૅસબરો' નામનો ઘોડો જે ચંદ્રકલા પછી બીજે નંબરે લોકોની પ્રીતિ મેળવવા ભાગ્યશાળી થયો હતો તેની પણ અહમદખાનના કોઇ નોકર પાસેથી માહિતી મેળવવાનો હતો. જ્યારે મરનારના હાથમાંથી મળી આવેલો એનો રૂમાલ એને બતાવવામાં આવ્યો ત્યારે તે ઘણો ગભરાઇ ગયો અને એનો ખુલાસો કરી શક્યો નહિ. એનાં ભીંજાયલાં કપડાં જણાવતાં હતાં કે વરસાદમાં એ રખડ્યો હતો અને એનો ડંડુકો તપાસતાં એમાં સીસુ ભરેલું જણાયું હતું એટલે

તેનાથી એણે સમરસેનના કપાળમાં ફટકો લગાવ્યો હોય એ સંભવિત હતું.

'પણ વિકાજીના શરીર પર ઘાનું નામેય ન હતું જ્યારે સમરસેનની છરી બતાવતી હતી કે એણે એના ખૂનીને ઓછામાં ઓછો છરીવડે એક ઘા તો કર્યો હોવો જોઇએ. આ જરાક ગુંચ હતી અને એ ઉકેલવાની રેલેનામાં શક્તિ નથી.'

બધી હકીકત મ્હેં ધીરજથી સાંભળી અને મ્હને એમાં રસ પડ્યો એની ના ન કહેવાય. એમાંની ઘણી વિગતો ઉપર ટપકે છાપામાં આવેલી તે મ્હેં વાંચી હતી પણ પરસ્પર સંબંધ જાળવીને તેમનું કરવામાં આવેલું વર્ણન આટલું રસિક હશે એમ મ્હને ખ્યાલ ન હતો.

'પણ સમરસેનની જાંઘમાં થયેલો ઘા તેના પોતાના ચાકુથી થયો હોય એમ બનવું સંભવિત નથી?' મ્હેં કહ્યું: 'પેલો ફટકો લાગવાથી એ પડ્યો ત્યારે એનું જ ચાકુ એને વાગ્યું હોય એ મ્હારા મતે બનવા જોગ છે.'

'એમ થવું સંભવિત છે ખરૂં' જયંતે જણાવ્યું.

'એ હિસાબે ગુન્હેગારના લાભમાંના એક અગત્યના મુદ્દાનો એની વિરૂદ્ધ નિકાલ થઇ જાય છે.'

'છતાં કોણ જાણે પોલિસનો અભિપ્રાય શોયે હશે!' મ્હેં કહ્યું.

'મ્હારા મતે તો' જયંતે જણાવ્યું, 'પોલિસ એમ માનતી હોવી જોઇએ કે આ વિકાજી વે'જ એ પેલા પોરિયાને બેભાન કરી, નકલી ચાવીની મદદથી તબેલાનું બારણું ઉઘાડ્યું અને ચંદ્રકલાને સંતાડી દેવાના ઇરાદાથી લેઇ ગયો. એનું પલાણ પણ જડતું નથી એટલે એણે તે એના પર મૂક્યું હશે અને લઇ ગયો હશે. ઘોડીને લઇ બારણાં ખુલ્લાં રાખી એ જતો હશે એવામાં સમરસેનની નજર એના પર પડી હોવાથી

તે તેની પાછળ પડયો હશે અને બેઉ વચ્ચે ઝપાઝપી થઇ હશે. પેલા ડંડુકાથી વિકાજીએ એને ફટકો લગાવ્યો હશે અને એને લોય ભેગો કર્યો હશે. પડતાં પડતાં સમરસેનને તેનું પોતાનું ચાકુ જે તેણે વિકાજીને મારવા કાઢયું હશે તે લાગ્યું હશે અને વિકાજી ઘોડીને લઇ ચાલ્યો ગયો હશે તથા એને સંતાડી દીધી હશે. પોલિસની કાંઇક આવી માન્યતા હશે પણ હું એને મળતો થઇ શકતો નથી. આપણે એ સ્થાનની મુલાકાત લીધા પછી જ ખટતુ અનુમાન કરી શકીએ.'

સાંજના અમે પૂના પહોંચ્યા. અમને તેડવાને સર સાહેબ તથા ઇન્સ્પેકટર રેલે આવ્યા હતા. સર સાહેબને જોઇને કે જરા તિરસ્કારમાં હોય એમ મ્હને લાગ્યું. એમનો આવકાર ઠંડો હતો, પણ વખતે એવોજ એમનો સ્વભાવ હોય એ બનવા જોગ હતું.

'આપના પધારવાથી આનંદ થયો' સર સાહેબ બોલ્યા. 'ઇન્સ્પેકટર રેલેએ આપને માટે ભલામણ કરવાથી આપને બોલાવ્યા છે. ઇન્સ્પેકટરે બધી તપાસ કરી છે પણ સમરસેનના ખૂનનો બદલો લેવાને માટે બની શકતા સઘળા યે પ્રયત્ન કરવાનો મ્હારો ઇરાદો છે.'

'કેમ કાંઇ નવા સમાચાર છે?' જયંતે પૂછયું.

'દિલગીર છું છું કે અમે થોડી થોડી તપાસ કરી શક્યા છીએ.' ઇન્સ્પેકટરે કહ્યું: 'પણ આપને ગાડીમાં બધી વાત કરીશું.'

સ્ટેશન બહાર નીકળી અમે ગાડીમાં બેઠા અને પર્વતીને રસ્તે જતાં રેલેએ જયંતે જે વાત પોલિસ કહેશે એમ મ્હને કહ્યું હતું, તેજ વાત થોડા ઘણા ફેરફાર સાથે અમને કહી સંભળાવી.

'વિકાજીની આજુબાજુ એવી સરસ રીતે બળ ગુંચાયલી

છે.' એણે કહ્યું: 'કે હું જાણતો નહોઉં તો એના સિવાય બીજો કોઇ ખૂની નથી; છતાં એટલું ખરું કે એની સામે બહુ મજબૂત પુરાવા નથી.'

'સમરસેનના ચાકુ માટે આપનો શો મત છે?'

'અમને એમ લાગે છે કે એના વડે એને પોતાને જ એણે પડતાં પડતાં ઘા કર્યો હશે.'

'મ્હારા મિત્ર નટવરે પણ ગાડીમાં એવું જ અનુમાન કર્યું હતું. એમ હોય તો એ વિકાજીના લાભની વાત છે.'

'જરૂર. એને જરાયે વાગ્યું નથી. પણ એની સામે બીજા પુરાવા છે. એનો ચંદ્રકલાને નસાડવામાં મજબૂત સ્વાર્થ હતો અને પેલા ઘોડુના શાકમાં એણે ઘેનની દવા ભેળવી હતી. એ રાતના વરસાદમાં ભીંજાતો બહાર નીકળ્યો હતો. એની પાસે સીસુ પુરાવેલો મજબુત ડંડો હતો અને એનો જ રેશમી રૂમાલ મરનારના હાથમાંથી મળી આવ્યો હતો. આટલા પુરાવા એને ગુન્હેગાર ઠરાવવાને પૂરતા છે.'

જયંતે ડોકું હલાવ્યું. કોઇ ચાલાક ઍડવોકેટ એના ફુરચા ઉરાડી મૂકે. શા માટે એ ચંદ્રકલાને તબેલાની બહાર લઇ જાય? એ એને નુકસાન કરવા માગતો હોત તો ત્યાં જ કેમ ન કરત? નકલી ચાવી એની પાસેથી મળી આવી છે? અને કયા કેમીસ્ટે એને અફીણવાળી ભૂકી વેચી? એ ઉપરાંત એના જેવો મુંબાઇગરો—પૂનાના પ્રદેશથી સાવ અજાણ્યો ઘોડીને કયાં લઇ જાય? એનો શો ખુલાસો છે?'

'એ તો એમ કહે છે કે એનો ઇરાદો પોરિયા પાસેથી ખબર મેળવવાનો જ હતો. પણ આપની બીજી શંકાનું સમાધાન થઇ શકે એમ છે. એ અહીં આવીને બે વખત રહ્યો છે અને તે પણ આખી સીઝન. ભૂકી ઘણુંખરું મુંબાઇમાંથી ખરીદાયલી હશે. કુંચીનું કામ થઇ રહ્યા પછી એણે ફેંકી દીધી હશે. ઘોડી

કોઈક પથ્થરની ખાણમાં અથવા ડુંગરમાં આડી અવળી સંતાડી હશે.'

'રૂમાલ વિષે શું કહે છે?'

'એ એનો છે એ વાતની હા પાડે છે. પણ કહે છે કે દોડતાં દોડતાં તે પડી ગયો હશે પણ એક નવો મુદ્દો હાથ લાગ્યો છે—'

'શો?'

'માવલાઓની એક ટોળકી તે રાત્રે વીરપુર અને પર્વતીની વચ્ચે પડી હતી અને બીજે દિવસે ચાલી ગઇ હતી. એ લોકોની અને વિકાજીની કાંઇ સમજુતી હોય એ સંભવિત છે, અને માવલાઓના હાથમાં એ ઘોડી હોય તે પણ બનવા જોગ છે.'

'એ કંઇક સંભવિત છે.'

'એ બાબતની તપાસ હું કરાવું છું. પૂનાના તથા ખડકીના અને આજુબાજુના દસ દસ માઇલ ફરતા પ્રદેશના તબેલા મ્હેં તપાસાવ્યા છે.'

'આટલામાં શરતના ઘોડાનો બીજો તબેલો છે ખરૂંને?'

'હા. એ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે. એ લોકોનો 'ડૅસબરો' ઘોડો ચંદ્રકલા જેટલો જ પ્રખ્યાત છે. ચંદ્રકલા પહેલે અને એ બીજે નંબરે આવે છે. એટલે ચંદ્રકલાને ગૂમ કરવામાં એમનો હાથ હોય એમ અનુમાન થઇ શકે છે. વળી એના ટ્રેનર અહમદખાનને અને સમરસેનને સદાય અણબનાવ રહેતો હતો. અમે એનો તબેલો તપાસ્યો છે પણ એને આ કામમાં સંડોવી શકાય એવું કાંઇ જ અમને મળી આવ્યું નથી.'

'અને એ તબેલાવાળાઓ અને આ વિકાજી વચ્ચે કાંઇ સંબંધ નથી?'

'જરાયે નહિ.'

જયંત વિચારમાં પડી ગયો, અને તે એટલે સુધી કે

અમારે ઉતરવાનું આવ્યું ત્યારે એને ઉઠાડ્યો એટલે કહ્યું 'મ્હને દીવાસ્વપ્ન આવ્યું હતું.' એના ચહેરાપરથી જણાતું હતું કે એને તપાસ બરાબર ચલાવી શકાય એવાં સુત્રો મળ્યાં હતાં.

'આપનો ખૂનવાળી જગ્યા જોઈ લેવાનો વિચાર હશે?' રેલેએ પૂછ્યું

'સહેજ અહીં થોભીને આપણે ત્યાં જઈએ. એક બે સવાલ મ્હારે પૂછવાના છે. સમરસેનનું શબ અહીં લાવવામાં આવ્યું છે?'

'હાજી. એ હજી ઉપર જ છે. એને આવતી કાલે રજા અપાશે.'

'એ આપની નોકરીમાં કેટલા વરસથી હતો? સરસાહેબ!

'બાર તેર વર્ષ થયાં. ઘણોજ મહેનતુ અને પ્રમાણિક માણસ.'

'એના શરીરપરથી મળેલી ચીજો ક્યાં રાખી છે?' એણે રેલેને પૂછ્યું.

'લઈ આવું.' કહીને રેલેએ એક પેટી લાવીને તેમાંથી દિવાસળીની પેટી, એક નાની મીણબત્તી, એક ચાંદીનું ઘડિયાળ, પચીસ રૂપિયાની નોટો, અને પેન્સીલ, કેટલાક કાગળો અને એક બહુ જ તિક્ષ્ણ ધારવાળું વ્હીસ ઍન્ડ કંપનીનું બનાવેલું ચાકુ બહાર કાઢ્યું.

'આ ચાકુ બહુ નવાઈ જેવું છે.' જયંતે એ લઈને ધ્યાન દઈને જોતાં જણાવ્યું. 'નટવર, એ તારી લાઈનનું લાગે છે. એના જેવા માણસને એનો શો ઉપયોગ હશે!'

'એને અમે 'કૅટૅરૅક્ટ નાઇફ' કહીએ છીએ.' મ્હેં જવાબ આપ્યો.

'મ્હારૂં પણ એજ અનુમાન હતું. એની ધાર ઘણી તિક્ષ્ણ છે અને બહુજ નાજુક કામ માટે એનો ઉપયોગ કરવામાં

આવતો હોવો જોઇએ. એ બંધ કરાય એવું પણ નથી !'

'એની ધારપરનું બૂચનું ઢાંકણુ એની નજીકજ પડ્યું હતું,' ઇન્સ્પેકટરે જણાવ્યું. 'એની સ્રીનું કહેવું છે કે દિવસો થયાં તે એના ટેબલપર પડ્યું હતું એટલે બહાર જતી વખતે વખત છે ને કામ પડે એમ ધારીને એણે તેને ખીસ્સામાં મૂક્યું હશે.'

'બનવા જોગ છે, પણ કાગળીઆં શાનાં છે ?'

'ત્રણ તો ઘાસના વેપારીની પાવતીઓ છે. એક સર સાહેબે એને લખેલો કાગળ છે. અને આ કાગળ કોઇનું બીલ લાગે છે. મુંબાઇના મેસર્સ ડી. મેરવાનની કું. નું અઢીસો રૂપિયાનું બીલ છે, ને કોઇ વિજયસેનના નામનું છે. જે સમરસેનની સ્રીના કહેવા મુજબ એનો કોઇ મિત્ર છે અને કોઇ કોઇવાર એના નામના કાગળો અહીં આવે છે.'

'ત્યારે એ વિજયસેનની સ્રી ઘણી ફેશનેબલ લાગે છે ! એની ટેવો પણ ઘણી ખરચાળ છે ! સો રૂપિયા ફકત એક પોલકા પાછળ એણે ખર્ચ્યા છે !' જયંતે કહ્યું, 'ચાલો, હવે આપણે ખૂનવાળી જગ્યાએ જઇએ.'

અમે જેવા નીચે ઉતર્યા તેવીજ એક બાઇ જે અમારા ઉતરવાની રાહ જોતી હશે એમ લાગ્યું તે આગળ આવી અને ઇન્સ્પેકટરને પૂછ્યું: 'ભાળ મળી ?'

'ના, વિમળાબાઇ, પણ આ જયંતરામ મુંબાઇથી અમને મદદ કરવા આવ્યા છે. અમે બધા અમારાથી બનતું કરીશું.'

'કેમ વિમળાબાઇ, મ્હને નથી ઓળખતાં ? મણિપુરમાં આપણે મળ્યાં હતાં ને ?' જયંતે પૂછ્યું.

'આપની ભૂલ થતી હશે.'

'શી વાત કરો છો ! નીલકંઠરાય દેસાઇને ત્યાં. તમે પેલું

સોનેરી ભરતવાળું મખમલનું પોલકું પહેર્યું હતું ને ?'

'એવું પોલકુંયે મારી પાસે નથી.' એણે જવાબ આપ્યો.

'ત્યારે મ્હારી ભૂલ થતી હશે!' જયંત હસીને બોલ્યો. અને અમે બહાર જવા નીકળ્યા. થોડુંક ચાલ્યા પછી પેલું નાળુ આવ્યું. તેની નજીકનું એક બાળુ બતાવીને રેલેએ કહ્યું કે 'અહીંથી એનો કોટ જડ્યો હતો.'

'એ રાતે આઝો પવન ફુંકાતો હતો ?'

'ના. પણ વરસાદ બહુ પડ્યો હતો.'

'ત્યારે એ ડગલો ઉડીને પડ્યો ન હતો. પણ ઇરાદાપૂર્વક કાઢીને ત્યાં મૂકવામાં આવ્યો હતો એમ કહી શકાય.'

'હાજી. એ એ રીતેજ મૂકયો હતો.'

'આપે મઝાનું કામ કર્યું લાગે છે! પણ પેલી જગ્યાએ તો હજારો જણ આવી ગયા હશે, અને ખૂબ પગલાં પડ્યાં હશે.'

'પણ મુદ્દાની જગ્યા પર મ્હેં સાદડી ઢંકાવી રાખી છે, અને કોઇને આવવા દીધું નથી.'

'શાબાશ.'

'આ કોથળીમાં સમરસેનનો એક બૂટ છે અને ચંદ્રકલાનો જૂનો નાલ છે.'

'વાહ! ઠીક તૈયારી રાખી છે!'

જયંતે એ કોથળી લીધી અને નાળામાં ઉતર્યો, એણે આજુબાજુનો કાદવ ધ્યાન દઇ જોયો.

'ઓહો!' તે બોલી ઉઠ્યો 'આ શું છે!'

એ મીણનો નાનો સરખો ગઠ્ઠો હતો. અરધો બળેલો અને માટીથી એવો તો ખરડાઇ ગયેલો કે ઓળખીજ ન શકાય.

'એ હું કેમ ન જોઇ શક્યો તે નવાઇ લાગે છે!' રેલેએ કહ્યું.

'કારણ કે એની આપે આશા રાખેલી નહિ. અને હું એની ખાસ તપાસ કરતો હતો.'

'એમ! એ મળવાની આપે આશા રાખી હતી?'

'કાંઈક એવું ખરૂં.' એમ કહી પેલી કોથળીમાંથી બૂટ કાઢી એણે સમરસેનના પગલામાં મૂકી જોયો તો બરાબર બંધ બેસતો આવ્યો. પછી એ ઉપર આવ્યો અને આજુબાજુનાં ઝાડવાં જોવા મંડ્યો.

'હું નથી ધારતો કે હવે બીજું કાંઈ જડે!' રેલેએ કહ્યું. 'હું બધું ખૂંદી વળ્યો છું.'

'ભલે.' જયંતે કહ્યું. 'તો પછી ફરીથી જોવાની મ્હને જરૂરેય નથી, પણ જરા આજુબાજુ તપાસ કરવાનો મ્હારો ઇરાદો છે કે જેથી કાલે કામ કરતાં ફાવે. આ નાલ મ્હારી પાસે રાખું છું. વખતે એ ઉપયોગી થઇ પડે.'

મ્હારા મિત્રની પદ્ધતિસરની તપાસથી સર સાહેબની ધીરજ ખૂટી ગઇ હતી. તેમણે ઘડિયાળ કાઢીને જોયું અને બોલ્યા:

'આપ મ્હારી સાથે પાછા ફરશો મી. રેલે! હજી ઘણી બાબતમાં મ્હારે આપની સલાહ લેવાની છે. આપણે ચંદ્રકલાનું નામ 'કપ' ની 'એન્ટ્રી' માંથી કઢાવી નાખીશું?'

'નાજી.' જયંતે જવાબ આપ્યો. 'એ નામ કઢાવી નાખવાની બિલકુલ જરૂર નથી.'

'એ સંબંધે આપનો અભિપ્રાય મળવાથી મ્હને સંતોષ થયો.' સરસાહેબે હસીને કહ્યું. 'આપ પાછા ફરો ત્યાં સુધી અમે સમરસેનને ઘેર છીએ. આપણે સાથે પૂના જશું.'

એ અને રેલે પાછા ફર્યા અને હું તથા જયંત વીરપુર તરફ ચાલ્યા. સૂર્ય આથમવાને હજી વાર હતી, અને એના પ્રકાશમાં જેટલું જોઈ લેવાય તેટલું જોઇ લેવાનો અમારો ઇરાદો હતો. આજુબાજુનો દેખાવ ઘણો ખુશનુમા હતો પણ તે જોવાનો અને તેની મઝા માણવાનોયે મ્હારા મિત્રને અવકાશ ન હતો.

'નટવર!' એણે કહ્યું. 'સમરસેનના ખૂનનો સવાલ બાજુ

પર રાખીએ અને ઘોડીનું શું થયું તેની તપાસ કરીએ. ધારો કે એ ભાગી ગઇ—ઝપાઝપી વખતે કે તે પછી—તો ભાગીને ગઇ ક્યાં ? ઘોડામાં પણ સમજ શક્તિનો અભાવ નથી હોતો. એ કાં તો પાછી પર્વતી જાય અથવા પેલી બાજુ દોડીને ખડકી જાય. ડુંગરોમાં તે જાય એ સંભવિત નથી. એમ હોત તો આજસુધી તે મળી આવી હોત. અને માવલા શા માટે એને છૂપાવે ? એ લોકો તો ઉલટા પોલિસના નામથી ભાગે છે ! ત્યારે એ બાબત સ્પષ્ટ છે.'

'તો પછી ઘોડી ક્યાં હશે ?'

'હું કહી ચૂકયોને કે એ કાં તો પર્વતી ગઇ હોય કે પછી ખડકીમાં હોય. એ પર્વતીમાં નથી એટલે ખડકીમાં હોવી જોઇએ. હવે એ અનુમાન મુજબ આપણે તપાસ કરીએ અને પરિણામ શું આવે છે તે જોઇએ. આ બાજુનો પ્રદેશ કઠણ છે. પણ ખડકી તરફનો ભાગ રસાળ છે અને વચ્ચે નાળાં પણ છે એટલે આપણી માન્યતા ખરી હોય તો ઘોડીએ તે વટાવ્યાં હશે અને એનાં પગલાંના નિશાનપણ પડ્યાં હશે.'

આમ વાતો કરતા અમે જતા હતા. એવામાં એક નાળુ આવ્યું. જયંતની સૂચના મુજબ હું જમણા હાથ તરફ તપાસ કરતો હતો એવામાં એણે બૂમ મારી. એને નિશાન જડ્યાં હતાં. ખીસ્સામાંથી પેલો નાલ કાઢી એણે મૂકી જોયો અને એ બરાબર બંધબેસતો આવ્યો.

'જોયું ! રેલેમાં આ એક જ વાતની ખામી છે. શું થયું હશે એનું આપણે અનુમાન કર્યું; તે મુજબ વર્ત્યા અને આપણને ફતેહ મળી. ચાલો હવે આગળ જઇએ.'

અમે એકાદ માઇલ આગળ ચાલ્યા. કોઇ કોઇ વખત પગલાં દેખાતાં હતાં. અને કોઇ કોઇ વખત બંધ થઇ જતાં. છેક ખડકીની નજીક એ સારી રીતે દેખાયાં. અને એ જોઇને

જયંતને જરા નવાઇ પણ લાગી. એની જોડે એક માણસનાં પગલાં પણ પડેલાં હતાં.

'પહેલાં તો થોડી એકલી હતી.' મ્હેં કહ્યું.

'બરાબર છે, પહેલાં એ એકલીજ હતી પણ આ શું?'

એકનાં પગલાં પાછાં પર્વતી તરફ ફરતાં હતાં. એ એની પાછળ ગયો અને હું જરા દૂર જોવા લાગ્યો. એજ પગલાં મ્હેં પાછાં ખડકી તરફ જતાં જોયાં, અને જયંતને બોલાવીને બતાવ્યાં.

'તેં ઘણો શ્રાસ કમી કર્યો છે, નટવર! એમ ગયા હોત તોયે પાછા અહીં તો આવવુંજ પડત. ચાલો આપણે ખડકી-વાળાં પગલાં પાછળ.'

અમારે વધારે ચાલવાનું ન હતું. એ ખડકીવાળા તબેલાની જરા નજીક જઇને અટક્યાં. અમે જોવા થોભ્યા તેવોજ એક ઘોડાવાળો અંદરથી દોડતો આવ્યો.

'તમારા જેવા રખડતારાઓની અહીં જરૂર નથી.' એ બોલ્યો.

'બાપુ! મ્હારે તો તારા અહમદખાનને મળવાનું હતું. સવારે પાંચ વાગે એ મળી શકશે ખરા?'

'એમનું કામ હશે તો મળશે કારણ કે એ સૌથી પહેલા ઉઠે છે પણ પેલા અહમદખાન સાહેબ આવે. ના રે ના! એ જો લઉં તો મારૂં ચામડું ચીરી નાખે.'

જયંતે રૂપિયો ખીસ્સામાં પાછો મૂકી દીધો તરત જ હાથમાં હન્ટરવાળો એક ભયંકર દેખાવનો મુસલમાન અમારી સામે આવીને ઉભો.

'શું કરે છે? ગધેડા!' તેણે પેલા માણસને કહ્યું 'વાત કરવાની જરૂર નથી. જા. તારે કામે લાગ. અને તમે–તમારે. અહીં શું કામ છે?'

'દસેક મીનીટ આપની સાથે વાત કરવી છે. મહેરબાન!' બહુજ મીઠી જીભે જયંતે જવાબ આપ્યો.

'બધાની સાથે વાત કરવાની મ્હને ફુરસદ નથી. અજાણ્યાઓને અમે અહીં આવવા દેતા નથી. તમે તમારે રસ્તે જાવ નહિ તો મ્હારે કૂતરા છોડવા પડશે.'

જયંત આગળ ગયો અને તેના કાનમાં કાંઇ કહ્યું. વિજળીનો આચકો લાગે તેમ અહમદખાન ચમકયો.

'હડહડતું જૂઠું! સફેદ જૂઠું!' તે એકદમ બરાડી ઉઠયો.

'બહુ સારૂ. આ બધાની રૂબરૂમાં એ વિષે વાત કરવી હોય તો તમે જાણો નહિ તો —'

'અંદર આવો મહેરબાન.'

જયંત હસ્યો. 'નટવર, થોડી મીનીટ કરતાં વધારે થોભવું નહિ પડે. હું હમણાં જ આવ્યો. ચાલો સાહેબ, આપણે અંદર જઇએ.'

વીસેક મીનીટ પછી તે બહાર આવ્યો ત્યારે સાંજ પડી ગઇ હતી. એ અને અહમદખાન પાછા ફર્યા તે વખતે અહમદખાન તદ્દન બદલાઇ ગયો હતો અને મીણ જેવો નરમ થઇ ગયો હતો.

'તમારા કહેવા મુજબ કરવામાં આવશે.' એણે કહ્યું.

'એ જરાપણ ભૂલ ન થાય.' જયંતે એના સામે જોઇને કહ્યું. એની આંખ જોઇ બીજો ડર્યો.

'ના રે ના! એમ તે ભૂલ થાય સાહેબ! એ ત્યાં આવશે જ. પેલો ફેરફાર કરી દઉં?'

જયંતે જરા વિચાર કરીને જવાબ આપ્યો: 'ના કાંઇ કરતા નહિ. એ વિષે હું પછી લખીશ. હવે કાંઇ —'

'મ્હારો એટલો વિશ્વાસ રાખો સાહેબ!'

'અને ત્યાં સુધી તમારી પોતાની જ હોય એવી માવજત કરજો.'

'જરૂર.'

'અને કાલે તમને હું ખબર આપીશ.'

તે મ્હારા તરફ ફર્યો અને અમે તરત જ પર્વતી જવા ચાલી નીકળ્યા.

'આના જેવો બોલવે બહાદુર પણ હીચકારો અને લુચ્ચો કોઇ ના જોયો!' અમે જરા આગળ ચાલ્યા એટલે જયંતે કહ્યું.

'એની પાસે ઘોડી છે?'

'પહેલાં તો એણે મ્હને બનાવવા પ્રયત્ન કર્યા પણ એણે ભજવેલો ભાગ મ્હેં જ્યારે એને બરાબર રીતે કહી સંભળાવ્યો ત્યાર એની ખાત્રી થઇ કે હું એના પર તે વખતે ધ્યાન આપતો હતો. તેં પેલાં પછીથી ઘોડીની સાથે પડેલાં પહોળા ચાપાવાળાં પગલાં જોયાંને? તે એ ભાઇશાહેબનાં જ હતાં. એ ઉપરથી એણે સવારના પહોરમાં ઘોડીને કેવી રીતે જોઇ, કેવી રીતે એના મગજમાં એને સંતાડી દેવાનો અને એના પોતાના ઘોડાને આગળ પાડવાનો વિચાર આવ્યો અને કેવી રીતે એ ઘોડીને પકડવા દોડ્યો તેમજ ઘોડી એકદમ પર્વતી તરફ દોડી પણ પછીથી એણે એને કેવી રીતે પકડી પાડી એ સઘળું મ્હેં અનુમાન કર્યું હતું અને એને સપડાવવા વર્ણન કર્યું હતું. આ બધુ જ્યારે એણે સાંભળ્યું ત્યારે એ કામમાંથી હાથ ઉઠાવી પોતાનો બચાવ કરવાનો એને વિચાર આવ્યો.'

'પણ એના તબેલાની જડતી લેવામાં આવી હતી ને!'

'એના જેવા જમાનાના ખાધેલાની પાસે સેંકડો ઠેકાણાં એવાં હશે કે જ્યાં ઘોડાના ઘોડા સમાઇ જાય.'

'પણ ઘોડીને એના હાથમાં રહેવા દેવામાં તને ધાસ્તી નથી લાગતી કે એ એને કાંઇ નુકશાન કરશે?'

'ઉલટું એ એને જીવની પેઠે જાળવશે. એના ઉપર તો હવે એનો પોતાનો બચવાનો આધાર છે.'

'સરસાહેબના દેખાવ પરથી એટલી ઉદારતાથી તેઓ વર્તશે એમ માનવામાં નથી આવતું.'

'પણ એ ક્યાં સરસાહેબની મરજીની વાત છે! આ તો આપણી મરજી પર આધાર રાખે છે. કેટલું એમને કહેવું અને કેટલું નહિ તે બાબતમાં ઓછાજ આપણે બંધાયા છીએ? ખાનગી તપાસ કરવામાં આજ મઝા છે. નટવર, સરસાહેબનું વર્તન જરાક દમામભર્યું છે અને એ આપણી સાથે ન શોભે. એનો બદલો આપણે એમને બનાવીને આપી શકીએ. એમને ખરચે અને જોખમે ભલે આપણે પાછા પૂના આવીને શનિવારની શરત જોઇએ. ઘોડી વિષે કાંઇજ બોલતો નહિ'

'તારી રજા સિવાય એક અક્ષર પણ નહિ.'

'અને સમરસેનના ખૂન સાથે સરખાવતાં આ ઘણી નજીવી બાબત છે.'

'હવે એ તપાસ કરવાનો છે?'

'ઉલટા, આપણે રાતની ગાડીએ મુંબાઇ ઉપડી જઇએ છીએ.'

મારા મિત્રના આ શબ્દો સાંભળી હું તો થંભીજ ગયો. પૂનામાં અમે ફક્ત થોડાક જ કલાક રહ્યા હતા અને જે તપાસમાં અમે આટલી ફતેહ મેળવી હતી તે એકદમ છોડી દેવાનો વિચાર કરવો એ સરિઆમ મૂર્ખતા નહિ તો બીજું શું? એ વિષે એની પાસેથી કાંઇ વધારે નીકળ્યું નહિ. સરસાહેબ ને ઇન્સ્પેક્ટર રેલ્વે અમારી રાહ જોતા હતા.

'હું અને મારો મિત્ર રાતની ગાડીએ મુંબાઇ પાછા ફરીએ છીએ.' તેણે કહ્યું 'અમને પૂનામાં ખૂબ મઝા પડી.'

ઇન્સ્પેક્ટરે આંખો ફાડી અને સર સાહેબે મ્હોં ચડાવ્યું.

'ત્યારે તમે સમરસેનના ખૂનીને પકડવાની બાબતમાં કાંઇ કરી શકો એમ નથી?'

જયંતે ખભા ચઢાવ્યા. 'એમાં ઘણી મુશ્કેલીઓ છે, પણ

મને સંપૂર્ણ શ્રદ્ધા છે કે શનિવારે આપની ઘોડી શરતમાં ઉતરશે. કૃપા કરી આપનો 'જોકી' તૈયાર રાખજો. મ્હને સ્ટ્રેકરસેનનો ફોટો મળી શકશે?'

ઇન્સ્પેકટરે તરત જ પોતાના ખીસ્સામાંથી તે કાઢી આપ્યો.

'ખરેખર! મી. રેલે! આપે મ્હારી બધીયે જરૂરીઆતો પુરી પાડી છે! જરા થોભો તો—મ્હારે પેલી બાઇને એક સવાલ પૂછવાની રહી ગયો છે.'

'આપણા મુંબાઇના મ્હેમાનોએ કાંઇ ન ઉકાળ્યું.' જયંતની પુઠ ફરી કે સર સાહેબે ટીકા કરી. 'રળીઆ ગઢવી જ્યાંના ત્યાં જ રહ્યા.'

'આપની ઘોડી દોડશે એની મ્હારા મિત્રે ખાત્રી આપી છે ને.' મ્હેં કહ્યું.

'હા, પણ ખાત્રીને શું ઓઢે કે પાથરે? મ્હને તો ઘોડી જોઇએ છીએ.'

હું કાંઇ મારા મિત્રના બચાવમાં બોલું તે પહેલાં તો તે આવી લાગ્યો.

'હવે સાહેબો!' તેણે કહ્યું: 'આપણે પૂના જઇ શકીશું.'

અમે ગાડીમાં બેઠા તેવોજ એક પોરિયો બારણું દેવા આવ્યો. જયંતને એકાએક કાંઇ વિચાર આવ્યો તે એના ખભા પર હાથ મૂકી પૂછ્યું:

'અહીં પેલાં ઘેટાં છે એની કોણ સંભાળ રાખે છે?'

'હું રાખું છું સાહેબ.'

'હમણાં હમણાં એમનામાંના કોઇને કાંઇ રોગ થયો જોયો છે?'

'ત્રણ ઘેટાં થોડો વખત થયાં કોણ જાણે કેમ લંગડાતાં થઇ ગયાં છે. સાહેબ!'

એ જવાબથી જયંતને ખૂબ આનંદ થયો હોય એમ લાગ્યું.

'ઘણોજ ઉપયોગી મુદ્દો, નટવર!' પછી મી. રેલે તરફ ફરીને તેણે ઉમેર્યું 'આ મુદ્દા તરફ આપનું ધ્યાન ખેંચું છું.'

અમારી ગાડી ચાલી. સર સાહેબનો અભિપ્રાય હજી કાયમ હતો.

'એ મુદ્દો એટલો અગત્યનો છે?' રેલેએ પૂછ્યું.

'હાસ્તો.'

'બીજી કાંઇ સૂચના?'

'રાતના વખતે કૂતરો કેમ ન ભસ્યો તે બાબત પણ વિચાર કરવા જેવી ખરી.'

'એવું ખરૂં તો ખરૂં.'

ત્યાં સુધી અમારી ગાડીમાં શાંતિ પ્રવર્તી. સર સાહેબનો બંગલો આવ્યો એટલે તેઓ અને રેલે ઉતરી પડ્યા અને અમે સ્ટેશન તરફ ઉપડ્યા.

ચાર દિવસ પછી હું ને જયંત રેસ સ્પેશિયલમાં પૂના જવા નીકળ્યા. સર સાહેબને અમે રેસકોર્સની બહાર મળ્યા. એમનો ચહેરો જોવા જેવો થઇ ગયો હતો.

'મ્હારી ચંદ્રકલા તો જણાતી નથી!' એમણે કહ્યું.

'હું ધારૂં છું આપ એને જોશો ત્યારે જાણી શકશો.'

સર સાહેબ ઘણા ચીઢાઇ ગયા. 'છેલ્લાં વીશ વર્ષ થયાં "ટર્ફ કલબ"નો મ્હને અનુભવ છે. ન્હાનું છોકરૂં પણ ચંદ્રકલાને એના કપાળ પરના સફેદ ચંદ્રથી ઓળખાવી શકે એમ છે.'

'બેટીંગ કેમ છે?'

'એજ નવાઇ જેવું છે! કાલમાં અને આજમાં ઘણો ફેર પડી ગયો છે!'

'એમ!' જયંતે કહ્યું 'ત્યારે કોઇ કાંઇક જાણતું લાગે છે ખરૂં.'

અમે 'એન્કલોઝર' પાસે ગયા અને પાટિયાપર નજર

ક્રી. શરતમાં દોડનારા છએ ઘોડાઓનાં નામ લખેલાં હતાં. અને જોકીની ટોપીના તથા કપડાંના રંગ પણ ઘોડાનાં નામ સામે લખ્યા હતા.

'અમે તમારા કહ્યા મુજબ બધી તૈયારી રાખી છે પણ —શું ચંદ્રકલા ?' સર સાહેબે ચમકીને પૂછ્યું.

તરતજ નંબરો બોલાયા અને ઘોડાઓ એક પછી એક દાખલ થયા.

'છએ છ છે! એમ! ચંદ્રકલા દોડે છે!' નવાઇ પામીને સર સાહેબ બોલી ઉઠ્યા 'પણ એમ કેમ! ચંદ્રકલા ઓળખાતી નથી!'

'પાંચ ગયા આ તો ચંદ્રકલા ન હોય?'

'ના રે ના! એ તો કોઇ બીજું ઘોડું લાગે છે! ચંદ્રકલા ક્યાં? આ બધો શો ગોટાળો છે જયંતરાય!'

'જરા ધીરજ રાખો.' જયંતે કહ્યું અને બહાર જોવા માંડ્યું. 'ફ્રુક્ક! વાહ!' એકાએક બોલી ઉઠ્યો.

છયે ઘોડા સાથે ઉપડ્યા અને ખડકીવાળો ટ્રેસબરો જરા આગળ આવ્યો પણ તરત જ સર સાહેબની ઘોડી આગળ થઇ ગઇ અને એના હરીફ કરતાં છ લૅન્ગ્થ આગળ આવી. શરત પૂરી થઇ અને ચંદ્રકલા જીતી.

'હવે મારી શરતનો વારો આવ્યો' સર સાહેબ દોડતા દોડતા બોલ્યા. મ્હને તો આનું મોં કે માથું કાંઇ સમજાયું નહિ! તમને એમ નથી લાગતું કે તમે મ્હને છેલ્લે સુધી અંધારામાં રાખ્યો છે? જયંતરાય!'

'અને હવે આપ સઘળું યે જાણી શકશો. સર સાહેબ! ચાલો આપણે નીચે જઇને ઘોડા તપાસીએ.' અમે તરત જ નીચે ગયા. એ સ્થળે ઘોડાના માલિક અને એમના મિત્રો સિવાય બીજા કોઇને દાખલ થવાની પરવાનગી ન હતી. ચંદ્રકલા

પાસે જઇને જયંતે કહ્યું: 'આપની ચંદ્રકલા સર સાહેબ! આપે એનો કપાળનો ભાગ સ્પીરીટથી જરા ધોવાનો છે અને તરત જ હમણાં વાદળમાં છૂપાઇ ગયેલો ચંદ્રમા એના કપાળ પર પાછો પ્રકાશશે.'

'તમે તો મ્હને બહુ ગભરાવી નાખો છો!'

'મ્હેં એને શોધી કાઢી અને અહીં મોકલી આપી.'

'પણ તમે તો ઘણું નવાઇભર્યું કામ કર્યું છે! ઘોડીની ઘણી સારી માવજત થઇ લાગે છે. આવી સારી તો એ કદી યે દેખાતી ન હતી. આપની શક્તિ વિશે શંકા લાવવા માટે મારે આપની માફી માગવી જોઇએ. મ્હારી ઘોડી આપીને આપે મ્હારા પર ઘણો મોટો ઉપકાર કર્યો છે અને આશા રાખું છું કે એવી જ રીતે સમરસેનનો ખૂની શોધીને આભારી કરશો.'

'એને મ્હેં શોધી કાઢ્યો છે!' ઠંડે પેટે જયંતે કહ્યું.

અમે બેઉ, સર સાહેબ અને હું એના તરફ અજાયબીથી જોઇ રહ્યા. 'એને પકડ્યો છે? ક્યાં છે તે?'

'અહિંયાં જ.'

'અહિંયાં? કઇ જગ્યાએ?'

'મ્હારી સામે જ.'

સર સાહેબનો ગુસ્સો તો માય નહિ. 'હું આપના ઉપકાર નીચે છું એ વાત ખરી જયંતરાય! પણ હમણાં આપ બોલ્યા તે પરથી આપે કાં તો મ્હારી મશ્કરી કરી છે અથવા અપમાન કર્યું છે.'

જયંત હસીને બોલ્યો: 'હું આપને મારી ખાત્રી આપું છું સર સાહેબ! કે મ્હેં આપને એ ગુન્હામાં સંડોવ્યા નથી. પણ ખરો ખૂની તો આ ઉભો!' એમ કહીને તે પાછો ફર્યો અને ચંદ્રકલાને થાબડી.

'કોણ ચંદ્રકલા?'

'હાજી. અને એ એને પોતાના બચાવ ખાતર કરવું પડયું હતું એમ કહું તો એને માથે આળ નહિ આવે. એ વિષે વિગતવાર વાત કરવાની આ જગ્યા નથી. સર સાહેબ! આપને હવે શરતમાં ભાગ ન લેવો હોય તો આપણે આપને બંગલે જઈએ અને ત્યાં ખુલાસેથી વાત કરીશું.'

પણ સર સાહેબને તે વખતે નવરાશ ન હતી.

સાંજના અમે મુંબાઈ પાછા ફરતા હતા અને સર સાહેબ પણ અમારી સાથે હતા.

'મ્હારે કબૂલ કરવું જોઈએ' જયંતે કહ્યું: 'કે છાપાં પરથી મ્હેં અનુમાન બાંધ્યાં હતાં તે ઉંધે રસ્તે દોરનારાં અને ખોટાં હતાં. ઉપયોગી વિગતો નજીવી બાબતો સાથે ભેળાઈ ગઈ હતી. હું પૂના આવ્યો તે વખતે વિકાજીને ગુન્હેગાર ધારતો હતો પણ મ્હારા વિચાર પૂનામાં પગ મૂકયા પછી બદલાયા. ગાડીમાં હું વિચારનિમગ્ન થયેલો અને દીવાસ્વપ્ન આવ્યું હતું એવો જવાબ દીધેલો એ તને યાદ હશે નટવર! કારેલાંના શાકનો મ્હને તે વખતે વિચાર આવ્યો હતો. અફીણની અથવા તેની મેળવણીની ભૂકી સ્વાદ વગરની હોઈ શકે નહિ અને એનો કડવો સ્વાદ કોઈ પણ ચીજમાં પરખાઈ આવ્યા સિવાય ન જ રહે પણ કારેલાંનું શાક એ કડવી ચીજ હોય તેમાં એની મેળવણી કરવામાં આવે તો ખાનારને શંકા ન આવે. આમ હોવાથી વિકાજીએ તે દિવસે સમરસેનને ત્યાં કારેલાંનું શાક થાય એવી ગોઠવણ કરી એ વાત મ્હારા મગજમાં ન ઉતરી અને કારેલાંનું શાક અકસ્માતથી જ તૈયાર થયું હતું એમ પણ હું માની ન શકયો. આ ઉપરથી સમરસેનનો એમાં હાથ હશે એ અનુમાન પર હું આવ્યો અને જ્યારે એણે અફીણનો ઉપયોગ કર્યો ત્યારે એનો હેતુ ખરાબ હોવાની મ્હારી ખાત્રી થઈ.

'એ ઉપરાંત બીજી એક બાબતનો પણ મ્હેં વિચાર કર્યો

હતો. રાતના વખતે કૂતરો કેમ શાંત રહ્યો ? વિકાજીવાળી વાત પુરવાર કરતી હતી કે તબેલામાં કૂતરો તો હતો અને તે અજાણ્યાને ભસ્યા સિવાય પણ ન રહે. એ ભસે એટલે પેલા બે પોરિયા તો જાગી ઉઠે પણ એ ન ભસ્યો તે ઉપરથી જણાય છે કે આવનાર માણસ એવો હોવો જોઇએ કે જેને કૂતરો સારી રીતે ઓળખતો હોય.

'અને મ્હારી ખાત્રી થઇ ચૂકી હતી કે સમરસેન એ કાજળકાળી રાત્રિએ તબેલામાં ગયો અને ચંદ્રકલાને બહાર કાઢી. પણ એનો હેતુ શો હતો ? એણે પેલાને બેભાન કરવાનો પ્રપંચ રચ્યો હતો એજ પુરવાર કરતો હતો કે એમાં એનો હેતુ ખરાબ હતો છતાં એ વિષે હું કાંઇ અનુમાન કરી ન શક્યો. એવા પણ બનાવ અત્યાર અગાઉ બન્યા છે કે જેમાં ઘોડાના ટ્રેનરે તેની ઉપર કે વિરૂધ્ધ પુષ્કળ પૈસા ખર્ચ્યા હોય અને લુચ્ચાઇથી ઘોડાને દોડતો રોક્યો હોય. કેટલીક વખત જોકીને હાથમાં લઇને ધાર્યો હેતુ બર લાવવામાં આવે છે અને કોઇકોઇવાર એથી વધારે સારા અને ખાત્રીલાયક ઉપાયોનો આશરો લેવામાં આવે છે. અહિંયાં શું હતું ? મ્હેં ધાર્યું કે એના ખીસ્સામાંથી મળેલી ચીજો એ શોધી કાઢવામાં મદદ રૂપ થશે.

'અને એમજ થયું. મરનારના હાથમાંથી જડેલુ ચપ્પુ તો આપણે જોયું છે. કોઇપણ ડાહ્યો માણસ એનો બચાવના હથિયાર તરિકે ઉપયોગ કરવાનું ભાગ્યે પસંદ કરે. ડૉ. નટવરે જણાવ્યું હતું કે આ જાતનાં ચાકુ ઘણા નાજુક કામ માટે-બહુ નાજુક ઑપરેશન માટે વાપરવામાં આવે છે. અને એનો ઉપયોગ પણ તે રાત્રે નાજુક ઑપરેશન કરવામાં કરવાનો હતો. આપના ટર્ફના લાંબા અનુભવ પરથી આપ જાણતા હશો સર સાહેબ ! કે ઘોડાની જાંઘના મૂળમાં કરવામાં આવેલો નાનો

સરખો ભેદ બિલકુલ જણાયા સિવાય ઘોડાને જરાક ખોડંગતો કરી શકે છે, અને કોઇને એ વિષેનો વ્હેમ સરખો આવતો નથી પણ વાને લીધે ઘોડો લંગડાય છે એમ માને છે.'

'બદમાશ! હરામખોર!' સરસાહેબ બોલી ઉઠ્યા.

'સમરસેન ઘોડીને એકાન્ત ભાગમાં શાથી લઈ ગયો તે આ ઉપરથી સમજાય એમ છે. આવી જાતવાન ઘોડી એ બે તબેલામાંજ એવું કાંઇ કરવા પ્રયત્ન કરે તો તોફાન તોફાન કરી મૂકે અને ગમે તેવા ઊંઘણશીની ઊંઘ પણ ઉરાડી મૂકે. એટલે એને બહાર લઈ ગયા સિવાય છૂટકો ન હતો.'

'હું કેવો આંધળો!' સરસાહેબ બોલ્યા 'અને એને માટેજ એણે મીણબત્તી ને દિવાસળીની પેટી સાથે રાખ્યાં હતાં!'

'હાજી. તે ઉપરાંત એની બીજી ચીજોમાંથી એ ગુન્હો શાથી થયો તેનું કારણ પણ મ્હને જડી આવ્યું. દુનિયાદારીના માણસ તરિકે આપણે એટલું તો જાણીએ છીએ કે કોઇ પારકાં બીલ ખીસ્સામાં રાખીને ન ફરે. આપણાં જ બીલ પતાવતાં નાકે દમ આવે છે ત્યાં બીજાનાં બીલની તે શી વાત કરવી! મ્હને વહેમ ગયો કે સમરસેન ઘણા ઉંડા પાણીમાં હશે. બીલ પરથી જણાતું હતું કે એની ચીજોની ખરીદી કોઇ સ્ત્રી માટે કરવામાં આવી હતી. આપના નોકરો સાથે આપનું વર્તન ગમે તેટલું ઉદાર અને છૂટા હાથનું હોય છતાં સમરસેન જેવો માણસ એની સ્ત્રી માટે મખમલનું સોનેરી ભરતનું સો રૂપિયાની કિંમતનું પોલકુ કરાવે એ અસંભવિત હતું. એ પોલકું પહેરવાની વાત આડી રીતે મ્હેં એની સ્ત્રીને પૂછી અને મ્હારી ખાત્રી થઇ કે એ એને મળ્યું ન હતું અને એણે જોયું પણ ન હતું. મ્હેં ડી. મેરવાનની કુ.નું સરનામું ધ્યાનમાં રાખ્યું અને જતાં જતાં એ વાતનો જલદી નિકાલ લાવવા માટે સમરસેનનો ફોટો માગી લીધો.

'અને એ પછી બધું દીવા જેવું હતું. સમરસેન ઘોડીને

નાળા તરફ લઇ ગયો. વિકાજીનો રૂમાલ દોડતાં દોડતાં પડી ગયેલો તે એને જડ્યો અને રેશમી હોવાથી તે લેવાનું એને મન થયું ને લીધો. નાળા આગળ જઇને પોતાનો કોટ નાળાપર મૂકી તેણે મીણબત્તી સળગાવી. એકાએક પ્રકાશ જોઇને અથવા આવતો ભય જાણી લેવાની પ્રાણીઓની શક્તિને લીધે ચંદ્રકલા ભડકી અને સમરસેનના લમણામાં કૂદીને એણે તતડાવીને લાત મારી. એણે ઑપરેશન માટે ચાકુ તૈયાર કર્યું હતું તે હજી એના હાથમાંજ હતું. એકાએક લાત વાગતાંજ તે તમ્મર ખાઇને પડ્યો અને પડતાં પડતાં ચાકુ એની જાંઘમાં પેસી ગયું. પછી એણે તરફડીયાં ખાધાં અને તરફડાટમાં ચાકુ હાથની સાથે બહાર નીકળ્યું. હજી કાંઇ ખુલાસો કરવાનો રહે છે?'

'બહુ જ નવાઇ જેવું!' સર સાહેબ બોલ્યા. 'જાણે તમે ત્યાં હાજર હો એ રીતે બધુ જાણી શક્યા છો!'

'અને મ્હારો છેલ્લો વિચાર ઘણો લાંબો હતો. મ્હને એમ લાગ્યું કે સમરસેન જેવો પક્કો અને ખંધો માણસ આવું કામ અનુભવ મેળવ્યા વગર હાથ ન ધરે. શાનાપર એ પોતાનો અખતરો કરે? મ્હારી નજર ઘેટાં પર પડી અને પેલા પોરિયાને મ્હેં પૂછેલું તે તો આપે સાંભળ્યું છે. એનો જવાબ મ્હારા અનુમાનને ટેકો આપતો હતો.'

'આપે બધી વિગતો સ્પષ્ટ કરી છે!' સર સાહેબ આનંદ પામી બોલી ઉઠ્યા.

'મ્હેં મુંબઇ જઇને ડી. મેરવાનને ત્યાં સમરસેનનો ફોટો બતાવી તપાસ કરી તો એણે તરત જવાબ આપ્યો કે 'એ ગૃહસ્થ તો અમારા ઘરાક છે. એમનું નામ વિજયસેન છે અને એમનાં પત્ની ફેશનેબલ બાઇ છે. ઘણા કિંમતી 'ઓડંરો' એમના તરફથી અમને મળે છે.' મ્હારી ખાત્રી છે કે આ બાઇ સાહેબે જ સમરસેનને દેવામાં ઉતાર્યો હોવો જોઇએ અને એને પરિણામે જ

આ કામ કરવાનું એને સુઝયું હશે!'

'હજી એક વિગત બાકી રહી જયંતરાય!' સર સાહેબને યાદ આવવાથી બોલ્યા 'અને તે ચંદ્રકલા ક્યાં રહી હતી અને એની સુંદર માવજત કોણે કરી હતી.'

'એટલું મ્હારી પાસે જમે ખાતે રહેવા દ્યો તો મહેરબાની. સ્યો આપણે તો મરજીદનું સ્ટેશન હમણાં વટાવ્યું. હવે બોરી-અંદર આવશે.'



# બાપના નામ માટે

જુહુને દરિયા કિનારેથી અમે બન્ને પાછા ફરતા હતા. અમે બન્ને એટલે હું અને મ્હારો પ્રિય મિત્ર જયંત. જયંત ગુન્હાશોધનમાં નિષ્ણાત છે અને એણે યોગ્ય પ્રતિષ્ઠા સંપાદન કરી છે.

'નટવર! જોતો ખરો, પેલુ શું છે?' એક નાળીએરીના ઝાડ પાસે રસ્તાથી થોડે દૂર બૅગ જેવી કોઇ વસ્તુ અંધારામાં—એ વખતે રાત પડી ચૂકી હતી અને નાળીએરીનાં ઝાડો નીચે અંધારૂં થઇ ગયું હતું—નજરે પડી એટલે જયંતે પૂછ્યું.

બિલાડીના કેટલાક ગુણો જયંતે કેળવ્યા છે અને એ ગુણોમાં અંધારામાં જોવાનો—જોઇ શકવાનો સમાવેશ થઇ જાય છે.

મ્હેં બૅગ જોઇ, પાસે જઇને ઉપાડી લીધી અને કહ્યું: 'એ કોઇની બૅગ લાગે છે.'

જયંતે એ જોઇ અને ઉઘાડી. એની અંદર નાનાં નાનાં

પુતળાં ભરેલાં હતાં. એ પુતળાંને દોરીથી લેબલ બાંધ્યાં હતાં. અંધારામાં લેબલ વંચાવાં મુશ્કેલ હતાં.

અમે બૅગ લઇને આગળ ચાલ્યા. વિજળીના પ્રકાશમાં અમે એ લેબલો વાંચવા લાગ્યા. એના પર નીચેનું નામ લખેલું હતું.

શ્રી: પ્રેમલીલા પારેખ

'ચાલો આના પરથી એના માલિકનો પત્તો મળી ગયો. ૧૫ ગામદેવી, મુંબાઇ.' મ્હેં કહ્યું.

'અને જતાં જતાં આપણે આ બૅગ એના માલિકને પહોંચાડી પણ દઇશું.' જયંતે સૂચના કરી.

એ પુતળાંઓ કોઇ પ્રદર્શનમાં મૂકાયલાં લાગતાં હતાં અને દરેક નંબરની પાછળ તેનો ઇતિહાસ હતો એટલે એ અમુક વર્ગને જ ઉપયોગી અને એ વર્ગને માટે જ કિંમતી હતાં.

અમે ગ્રાન્ટરોડ ઉતરીને ગામદેવી તરફ ચાલ્યા. નં. ૧૫ ના મકાન આગળ ઉભા રહીને બારણું ખખડાવ્યું.

એ ઉઘાડીને એક વૃદ્ધ માણસે અમને પૂછ્યું: 'કોનું કામ છે?'

'શ્રી. પ્રેમલીલા પારેખ ઘેર છે?' જયંતે પૂછ્યું.

'શું કામ હતું?'

'એમને આ બૅગ આપવી હતી.'

એની નજર બૅગ પર પડતાં જ એ ચમક્યો. એ એણે લીધી, જોઇ અને બોલ્યો: 'ત્યારે તો કૈં જ ખોવાયું નથી! પ્રેમલીલા બ્હેન પધારો વશ છે એટલે એમને તસ્દી આપવાની જરૂર નથી. તમે તમારૂં નામ અથવા કાર્ડ આપશો તો મહેરબાની થશે.'

'એની કૈં જરૂર નથી.'

'ના રે ના! એ તો જોઇએ જ. વખતે લીલાબ્હેનને કૈં પૂછવું કરવું હોય તો ઠીક થાય.'

'ભલે.' કહીને જયંતે પોતાના નામનું કાર્ડ આપ્યું.

'આ ક્યાંથી જડી?' એણે પૂછયું.

'જુહુના દરિયા કિનારે—નાળીએરીના એક ઝાડ આગળથી.' અને અમે, રજા લીધી.

થોડેક આગળ ગયા, ત્યાં એક મોટર અમારી પાસેથી પસાર થઈ અને એમાં બેસીને જનાર પર અમારી નજર પડી.

'તેં ઓળખ્યા?' જયંતે પૂછ્યું.

'હાસ્તો, કનૈયાલાલ.' મ્હેં કહ્યું.

'એજ.' અને અમે એ ક્યાં જતા હતા તે જોયું. એ પણ પ્રેમલીલાવાળા મકાનમાં જ જતા હતા.

કનૈયાલાલ મુંબઈમાં આગેવાન સોલીસીટર છે. મેડોઝ સ્ટ્રીટમાં એમની ઓફીસ છે. એમની સાથે અમારે સારો સંબંધ છે.

મ્હારા મગજમાં એક પછી એક સાંકળની કડીઓ જોડાતી હતી. જુહુથી અમને બૅગનું જડવું. બૅગની ચોરી, એમાંનાં પુતળાં બરાબર પાછાં હાથ લાગવાં, શ્રી. પ્રેમલીલાનું એકાએક પથારી વશ થવું અને કનૈયાલાલ સોલીસીટરનું એને ત્યાં જવું એ બધી કડીઓ જોડાઈને એક સાંકળ થતી મ્હને લાગી.

'અને કનૈયાલાલ આવ્યા વિના નહિ રહે.' જયંતે અમે બસમાં બેસીને પ્રિન્સેસ સ્ટ્રીટના અમારા રહેઠાણ તરફ જવા નીકળ્યા ત્યારે કહ્યું 'એ કાર્ડ જોશે એટલે આવશે જ.'

'તો પછી એ બેગને લગતી વિગતવાર હકીકત મળશેજ.' મ્હેં કહ્યું.

'જરૂર.'

અને એમજ બન્યું. અમે સુવાની તૈયારી કરતા હતા ત્યાં કનૈયાલાલે અમારૂં બારણું ખખડાવ્યું.

'નટવર!' મ્હેં બારણું ઉઘાડયું એટલે એમણે મ્હને કહ્યું 'આવતી કાલે એક અસીલનું કામ છે તે સવારે આઠ વાગે—'

'આપના અસીલનું નામ પ્રેમલીલા પારેખ—'

'નટવર! નટવર! તમને પણ જયંતની પાકી અસર થઈ! મ્હારા કહેતા પહેલાં એ તમે શી રીતે જાણ્યું?' કનૈયાલાલે અજાયબ થતાં પૂછ્યું.

'એજ તો ખુબી છે ને! અમે અમારી પદ્ધતિથી આજુબાજુ શું થાય છે તે જાણીએ છીએ.'

'ઠીક ઠીક.'

'પણ એમનું કામ હોય તો કાલને બદલે હમણાંજ અંદર આવોને. આપણે વાત કરીએ. જયંત પણ બધી વિગત જાણવા આતુર છે.'

અને એ અંદર આવ્યા.

'શી હકીકત છે?' જયંતે પૂછ્યું.

'અલબત્ત, તમારી મદદ લેવા જેવો પ્રસંગ તો આજે સાંજે જ ઉપસ્થિત થયો છે.' કનૈયાલાલ બોલ્યા. 'પણ તમને એ રીતે અધવચથી વાત કરૂં તે પસંદ નહિ પડે.'

'બરાબર છે.'

'એટલે એ વાત પહેલેથી કહી લઉં.'

અને એમણે વાત કહેવા માંડી.

'તમે પારેખ એન્ડ કંપની સોલીસીટર્સનું નામ તો સાંભળ્યું હશે?'

જયંતે હા પાડી.

'એક દહાડો મી. પરમાણંદદાસપારેખ પાસે એક અસીલ આવ્યો. એ પોતે બહારગામ જતો હતો, એટલે એની પાસે મોતીનો હાર હતો તે એણે પારેખને મૂકવા આપ્યો. મોતી બહુ જ કિંમતી હતાં તે છુટાં કરીને એક પડીકામાં બાંધ્યાં હતાં ને પડીકું ચામડાના પાકીટમાં મૂકી તેના પર ફીત વીંટાળીને સીલ કર્યું હતું. પારેખે એ મોતીનું સીલબંધ પાકીટ લઈને અસીલના દેખતાં જ તિજોરીમાં મૂક્યું અને એને રીત-

સરની રસીદ લખી આપી.

'જ્યારે અમારે ત્યાં પુષ્કળ કામ હોય છે, ત્યારે મોટે ભાગે અમે સાંજે ઘણું કામ પતાવીએ છીએ અને કેટલાકને ઑફિસના માણસો ગયા પછી મોડે સુધી કામ કરવાની ટેવ હોય છે. પારેખને પણ એવી ટેવ હતી. એ પણ તે દિવસે મોડે સુધી કામ કરતા બેઠા.

'તે દિવસે રાત્રે પોણા નવ વાગે બે સી. આઈ. ડી. ઇન્સ્પેક્ટર લટાર મારતા મેડોઝ સ્ટ્રીટમાં થઇને આવતા હતા તેમની નજર પારેખ કંપનીવાળા મકાનમાંથી ત્રણ માણસો બહાર નીકળ્યા તેમના પર પડી. એ ત્રણમાંના એકને એમણે ઓળખ્યો. એનું નામ ઉજમસિંહ. એ જાણીતો બદમાશ હતો અને પોલિસનો એના ઉપર ડોળો હતો. એટલે ઇન્સ્પેક્ટરમાંનો એક બમનજી એની પાછળ ગયો અને હિંમતલાલ પારેખ કંપનીવાળા મકાનમાં તપાસ કરવા ગયો.

'પોતાની પાછળ પોલિસનો માણસ પડ્યો છે એ ઉજમસિંહને સમજાતાં વાર ન લાગી. એ જબરો ઉસ્તાદ હતો. એ ટેમરીન્ડ લેનમાં થઇને ચર્ચગેટ સ્ટ્રીટ તરફ ગયો, અને એકદમ નાનાભાઇ લેનમાં થઇને નાસી ગયો, બમનજી એની પાછળ પડ્યો પણ જોતજોતામાં ઉજમસિંહે એને થાપ આપી. એ કંટાળીને પાછો ફર્યો અને હિંમતલાલને મળ્યો.

'હિંમતલાલ એની રાહ જોતો બેઠો હતો. એણે પોતાનો અનુભવ કહ્યો. પારેખ કંપનીની ઑફીસ ખુલ્લી હતી અને મી. પરમાણંદદાસ પારેખનું કોઇએ ખૂન કર્યું હતું. એમના શરીર પરની માલમત્તા જેમની તેમ હતી. તિજોરીની ચાવી પણ અનામત હતી.

'બેઉ જણે તરત જ ઘટતી ગોઠવણ કરી અને ઉજમસિંહને પકડવાને લગતી સૂચના દરેક પોલિસ ચોકી પર આપી દીધી.

ઉજમસિંહ પોતાના રહેઠાણુ તરફ પાછો ફર્યો નહિ અને કોણ જાણે ક્યાંનો ક્યાં ગેબ થઇ ગયો.

'આ તરફ પારેખનું ખૂન શાથી થયું તે સમજાયું નહિ. એની ઑફીસમાંથી કૈં ચોરાયું હોય અથવા કૈં ઓછું થતું હોય એમ લાગતું ન હતું.

'પણ વીસેક દિવસ પછી પેલો અસિલ આવ્યો અને પોતાનું પાકીટ પાછું માગ્યું ત્યારે ખબર પડી કે એ એક જ ચીજ ગુમ થઇ હતી અને એને ખાતર પારેખનો જાન ગયો હતો. કમનસીબે એના મેનેજીંગ કલાર્કને પણ પાકીટ બાબત કૈં ખબર ન હતી. પારેખે ધાર્યું હશે કે બીજે દિવસે એ સેફ ડીપોઝીટમાં મૂકી આવશે પણ તેજ રાતે એને ખાતર એનું ખૂન થયું. ખૂનીએ એની પાસેથી તિજોરીની ચાવી લઇ પાકીટ ઉપાડી લીધું હતું અને એની ચાવી એના ખીસ્સામાંજ મૂકી દીધી હતી.

'અને કમનસીબે મ્હને પારેખે પોતાની મીલકતનો ટ્રસ્ટી નીમ્યો હતો એટલે મ્હારી પાસે આ વાત આવી. મ્હેં મોતીના હાર બાબતની એની જોખમદારી કબૂલ ન કરી. એને એ રાખવા માટે કૈં પણ ફી માગી અથવા લીધી ન હતી, અને એ બચાવતાં જાન ગુમાવ્યો હતો એટલે એ કોઇ પણ રીતે જોખમદાર હોય એમ હું માનતો ન હતો તેથી મ્હેં અસિલને એવો જવાબ આપ્યો. પણ મારો એ જવાબ પારેખની દીકરી પ્રેમલીલા જે એની એકલી વારસ છે તેને રૂચ્યો નહિ. એનું કહેવું એવું હતું કે કાયદેસર એ જોખમદારી નહિ હોય પણ નૈતિક દૃષ્ટિએ તો જોખમદારી રહે છે જ અને એટલા ખાતર પણ એણે પેલો અસિલ મોતીની જે કિંમત કહે તે આપવા વૃત્તિ બતાવી. અલબત્ત એ કરતાં અર્ધી રકમે પણ અસિલે તો પતાવટ કરી હોત પણ એણે એ રકમ ચુકતે આપવાનું કહ્યું. ખરેખર! બાપના

નામ માટે એણે એ જબરું પગલું ભરવાનું જોખમ ઉઠાવ્યું હતું- બાપના નામ માટે એ પોતાનું સર્વસ્વ આપીને ભિખારી થવાનું સ્વીકારતી હતી. મ્હારા આ કથનમાં લેશ માત્ર પણ વધારે પડતું નથી. એ મોતીના હારની કિંમત પચાસ હજાર રૂપિયા હતી, અને પ્રેમલીલાની મિલ્કત એ કરતાં વધારે રકમની ન હતી. એણે એ રકમ પેલા અમિલને ભરી આપી એટલે એ ગરીબ હાલતમાં આવી પડી. એની એ સ્થિતિ જોઇને મ્હને દયા આવી છતાં એ બધુંયે એણે બાપના નામ માટે કર્યું.

'પેલાં મોતીનો પત્તો ન લાગ્યો. હીરા કરતાં મોતીની ચોરી પકડવામાં કઇંક વધુ સરળતા છે. હીરો ભાંગીને વેચી શકાય જ્યારે મોતી ભાંગીને વેચી શકાતાં નથી. વળી આ આ હારનાં મોતી સામટાં વેચાય તોજ એની કિંમત હતી. છુટક વેચતાં એના અર્ધા પૈસાય ન ઉપજે.

'હવે ઉજમસિંહનું શું થયું એ જોઇએ. એ શ્રીનગર ખાતે ચોરી અને ખૂનના આરોપ માટે પકડાયો અને તેને જન્મકેદ મળી.

'એ કુશળ કારીગર હતો એટલે એણે જેલમાં પણ પોતાની કારીગરી બતાવી. એણે બીજી ચીજોમાં એક કાંસાનું પુતળું તૈયાર કર્યું, અને એ માંદો પડ્યો ત્યારે પોતાના ભાઇને આપવા માટે જેલરને આપ્યું. એ ન્યુમોનીયાનો ભોગ થઇને મરી ગયો. જેલરે તપાસ કરી તો એનો ભાઇ પણ મરી ગયો હતો. એટલે એ પુતળું એની પાસે રહ્યું.

'ગઇ સાલ પ્રેમલીલા કાશ્મીર ગઇ હતી તે વખતે એ ઉજમસિંહની ખબર કાઢવા ગઇ. એના મનમાં એમ હતું કે વખતે એ મોતીના હારને લગતી કંઇ ખબર આપે તો પૂછી જોવાય પણ તે પહેલાં તો એ મરણ પામ્યો હતો એટલે જેલરે એને પેલું પુતળું યાદગિરિ દાખલ આપ્યું. એની સાથે તે વખતે લાહોરના ટ્રીબ્યુન પત્રનો પ્રતિનીધિ પણ હતો એણે આ સમા-

ચાર પોતાના પત્રમાં પ્રકટ કરવા મોકલી આપ્યા, અને પ્રેમ-લીલાનાં પુષ્કળ વખાણ કર્યાં.

'એ હકીકત પ્રકટ થયા પછી ઉજમસિંહના અનેક વારસો ફુટી નીકળ્યા અને એમણે જેલરને અરજી કરી કે પેલું પુતળું પ્રેમલીલા પાસેથી પાછું લઇને એમને આપવામાં આવે. કારણ કે તેઓ ઉજમસિંહના કાયદેસર હકદાર વારસ હતા; પણ એવું કંઇ થયું નહિ.

'તે પછી આફત શરૂ થઇ. પ્રેમલીલા ઉતરી હતી તે ઠેકાણે ચોરી થઇ. એનો સામાન ફેંદી નાખવામાં આવ્યો પણ એણે પેલું પુતળું ઠેકાણે રાખ્યું હતું એટલે અનામત રહ્યું. એ પછી દિલ્હીથી કલકત્તા ગઇ, એની પાછળ પંખીઓ ભમતા હોય એમ એને લાગ્યું. કલકત્તામાં પણ એનો સામાન ફેંદાયો. એને લાગ્યું કે પૂતળા માટે આ હેરાનગતિ ઉભી થાય છે.

'એ મુંબાઇ આવી. મ્હને વાત કરી પેલું પૂતળું આપ્યું. તે મ્હેં મ્હારી તિજોરીમાં રાખ્યું. ત્યાર બાદ એના ઘરમાં ચોરી થઇ અને બધી ચીજો ખેદાન મેદાન કરી નાખવામાં આવી પણ ચોરનો પત્તો ન લાગ્યો.

'પંદરેક દિવસપર પેલું પ્રદર્શન ભરાયું. મ્હેં ના કહ્યા છતાં પ્રેમલીલાએ બીજાં પૂતળાં સાથે આ પૂતળું પણ મોકલવાનું નક્કી કર્યું. હું એની સાથે ગયો અને અમે એ ત્યાં આપી આવ્યાં.

'પ્રદર્શનમાં એ રહ્યાં ત્યાં સુધી કંઇ થયું નહિ. ત્યાં પાકો બંદોબસ્ત હતો.

'આજે એ પાછું મળવાનું હતું એટલે અમે બન્ને ગયાં. બીજાં પૂતળાં પથ્થર તથા માટી વગેરેનાં હતાં તે પહેલાં મળ્યાં. એ લઇને પ્રેમલીલા ગઇ અને હું પેલા પૂતળા માટે થોભ્યો. એને મળતાં વાર લાગી. એ લઇને હું સાત વાગે ઘેર પહોંચ્યો.

'આઠ વાગે મ્હને પોલિસનો ટેલીફોન મળ્યો કે પ્રેમલીલા

બેભાન થઇને રસ્તામાં પડી હતી એટલે તેઓ એને પોતાને ઘેર પહોંચાડતા હતા અને એણે મ્હને જલદી બોલાવ્યો હતો એટલે એમણે મ્હને ટેલીફોન કર્યો હતો.

'હું તરત જ ત્યાં ગયો ત્યારે મ્હને તમારા ત્યાં આવી જવાની ખબર મળી.

'પ્રેમલીલા ઘણી નખાઇ ગઇ હતી. એણે કહ્યું કે પ્રદર્શનમાંથી બહાર નીકળ્યા પછી થોડી વારે એનાપર કોઇએ એકાએક હુમલો કર્યો અને બીજો માણસ બેગ લઇને નાઠો. એ ગુંગળાઇને પડી ગઇ, પછી શું થયું તે એને યાદ નથી.

'વાત એ છે કે એના પર પેલા પૂતળા માટે જ હુમલો થયો છે, અને એને લગતી તપાસ અમારે કરવાની છે, અલબત, એ પૂતળાની કિંમત કંઇ જ નથી છતાં અવારનવાર એને ખાતર જ આટલું બધું થાય છે એ નવાઇની વાત છે!

'કાલે પ્રેમલીલાને ક્યારે લઇ આવું?'

'ચહા પીવાનું અહીં જ રાખજોને.' જયંતે કહ્યું.

'એટલે આઠ વાગે—'

'સાડા સાતથી આઠ.'

'ભલે.'

કનૈયાલાલ ગયા.

બીજે દિવસે તેઓ પ્રેમલીલાને લઇને આવ્યા.

પ્રેમલીલાએ પોતાના પર હુમલો કરનારને જોયા ન હતા એટલે એને કંઇ વધુ કહેવાનું ન હતું.

કનૈયાલાલ પેલું પૂતળું લઇ આવ્યા હતા તે એમણે જયંતને આપ્યું.

જયંતે એમને સાંજે પાંચ વાગે ફરીથી મળવા બોલાવ્યા. એમના ગયા પછીથી એણે પેલું પૂતળું તપાસ્યું, અને એ બહાર જઇ આવ્યો.

સાંજે કનૈયાલાલ અને પ્રેમલીલા આવ્યાં.

'કેમ પૂતળાંએ કંઇ વાત કરી?' કનૈયાલાલે પૂછ્યું.

'પૂતળાં બોલતાં હોય તો જોઇએ શું!' જયંતે કહ્યું.

એ અમને ચર્ચગેટ સ્ટ્રીટમાં લઇ ગયો અને સ્ટેશન તરફ જતાં ડાબા હાથે આવેલા એક મોટા પૂતળાં આગળ એ ઉભો રહ્યો.

પૂતળાંની બાજુએ એક ઉપસાવેલી તકતી હતી અને તેમાં ઉપસાવેલું નકશી કામ હતું એ તકતીનો એક સ્ક્રુ એણે ઢીલો કર્યો અને પાછળની બાજુ શું હતું તે પ્રેમલીલાને જોવા કહ્યું.

પ્રેમલીલાએ પાછળ જોયું તો એની નજર કોઇ સીલબંધ ચીજ પર પડી. એણે એ બહાર કાઢી.

એ સીલબંધ પાકીટ હતું, અને તે ખોલતાંજ પેલો મોતીનો હાર અમારી નજરે પડ્યો.

અમારી નવાઇનો પાર ન રહ્યો.

પણ એવામાં સ્હામેથી ત્રણ પંજાબીઓ દોડતા આવતા દેખાયા.

જયંત ટટાર થઇ ગયો.

બીજી બાજુથી પોલિસની સીસોટી સાંભળાઇ. પેલા પંજાબી સચેત થયા. સામી બાજુથી પણ પોલિસની સીસોટી સંભળાઇ. એટલે તેઓ પૂર ઝડપથી દોડવા લાગ્યા. પોલિસે એમનો પીછો લીધો.

'એ લોકો અહીં આવવાના હતા અને આપણને ધક્કો મારીને આ પાકીટ ઝુંટવી જવાનો એમનો વિચાર હતો.' જયંતે કહ્યું.

'તમે શી રીતે જાણ્યું?'

'એ પછી કહીશ, પોલિસને પણ વખતસર ચેતવણી આપી હતી એટલે તે હાજર રહી હતી.'

અમે તરતજ અમારા રહેઠાણ પર આવી લાગ્યા. પ્રેમ-લીલા અને કનૈયાલાલની ખુશાલીનો પાર ન હતો.

'હવે તમને આ બધું શી રીતે સમજાયું તે કહો.' કનૈ-યાલાલે કહ્યું.

'એ મને તમારી પૂતળીએ કહ્યું.' જયંતે જણાવ્યું.

'પૂતળીએ?'

'હા. એણે જ કહ્યું. એની બનાવટ એવી છે કે અજાણ્યાને કંઇજ સમજાય નહિ. એ કાંસાનું બનેલું છે. એને ગરમ કરીને પાણીમાં બોળીને નરમ બનાવી તેના પર ટાંકણાથી પોતાને જોઇતા અક્ષરો પાડ્યા પછી એ જગ્યા પૂરી દઇને તેના પર ચીતરામણ કોરી કાઢવામાં આવ્યું હતું. અક્ષરોવાળી જગ્યા ટાંકણું ઠોકવાથી સખત થઇ હતી એટલે નરમ ધાતુમાં સખત અક્ષરો ન દેખાય એવી રીતે પાડવામાં આવ્યા હતા અને પાછળનો ભાગ ઘસીને ચકચકીત કર્યો હતો. એટલો બધો ચકચકીત કે એમાં મોઢું જોઇ શકાય. આ જાતના વિભાગપર પ્રકાશનાં તેજ કિરણ નાખવામાં આવે તો એનું પરાવર્તન થાય અને એ પરાવર્તનમાં ધાતુ નરમ તથા કઠણ હોવાને લીધે પેલા છૂપા અક્ષરો દેખાઈ આવે.

'ઉજમસિંહને ધાતુઓનો સારો અનુભવ હતો. એણે મરતા પહેલાં આ પૂતળું બનાવી તેમાં મોતીનો હાર ક્યાં રાખ્યો હતો, તેને લગતો ભેદ કોતર્યો હતો અને તે પોતાના બાપને આપવાનો હતો કે જેથી તે વાંચે અને મોતીનો હાર કબજે કરે.

'જે સ્થળેથી એ આપણને મળ્યો તે સ્થળનું એણે એમાં સ્પષ્ટ નામ આપ્યું હતું એટલે તેના પરથી એ શોધી કાઢતાં વાર લાગે એમ ન હતું.

'હવે પેલા પંખીઓ બાબત. એ લોકોને મ્હેં તમારી

પાછળ ચોકી કરતા જોયા હતા. એ લોકોને ખબર પડી કે તમે અમારે ત્યાં આવ્યા હતા અને આ કેસ અમને આપ્યો હતો. આપણી હીલચાલ એ તપાસતા હતા અને આપણે અત્રે આવ્યા તે પછી એમણે પૂઠ લીધી હતી અને એકાએક હુમલો કરી એમનો વિચાર મોતીના હારવાળું પેકેટ ઝુંટવી લેવાનો હતો એટલે મ્હેં એ બાબતની પહેલેથી પોલિસને ખબર આપી હતી.

'ઉજમસિંહે નાસતાં નાસતાં મોતીના હારનું પાકીટ ત્યાં સંતાડેલું એ તો સમજી શકાય એમ છે.'

'ખરેખર! તમારી ત્વરિત કામ કરવાની તથા બનતી ઝડપે ભેદ ઉકેલવાની શક્તિ અજબ છે!' કનૈયાલાલ બોલ્યા.

'એ માટે પ્રમાણપત્રની જરૂર નથી. તમે બહુ ખુશ થયા હો તો આ પૂતળું મ્હને આપી દેજો.' જયંતે કહ્યું. 'કાલે સવારે બેંક ઉઘડે ત્યારે આ હારનો જે તે નિકાલ કરજો. ત્યાં સુધી એને અમે સાચવી રાખીશું.'

અને બીજે દિવસે કનૈયાલાલે એ ઠેકાણે રાખ્યો અને વખત જતાં એ સારી કિંમતે કોઇ રાજાને પધરાવ્યો.

પ્રેમલીલા પાછી તવંગર થઇ.

એ આ વર્ષે બી. એ. ની પરીક્ષામાં બેઠી છે. તેમાં પાસ થાય તો એનો વિચાર કનૈયાલાલને ત્યાં આર્ટીકલ સાઇન કરવાનો છે.

અને પેલું ઉજમસિંહનું પૂતળું અમારા ટેબલ પર પડ્યું છે. એનો બહુ જતો રહ્યો છે તેમજ એની મોહક શક્તિ ઓસરી ગઇ છે. સાપના મોંમાંથી ઝેરી દાંત પાડી નાખ્યા પછી એની મારક શકિત પણ કમી થઇ જાય છે.

## ☆ સમાપ્ત ☆